૪૨૧૦

# સાંકળિયું.

૪૨૬૬

# હિતશિક્ષા ચતુર્દશી.



ગરબી.

સાંભળજો સજજનનરનારી, હિત શિખામણ સારીજી.

એ દેશી.

સાચનું ઝાઝ ફરતું સફેરૂં, અસત્ય કાગળ હોડોજી;
સત્યના પાયા કેલના ઊંડા, અસત્ય આવરદા થોડી;
સુણજો સરવેજી. ૧

સજજન કેરી મોબત સોબત, દુર્જનની નવ કરીએજી;
બાવળ છાંયે શૂળજ વાગે, આમ્ર છાંયે ફળ મળીએ;
સુણજો સરવેજી. ૨

સંપત્તિ કરતાં સંપ વધેછે, સંપ તિહાં બહુ જંપજી;
સંપત્તિ થકી સૂખ ન દીઠું, રાજય કર્ત્તામાં અજંપ;
સુણજો સરવેજી. ૩

ક્રોધ તણાં ફળ કડવાંરે કહીએ, રસ હળાહળ વિષજી;
સકળ સદ્દગુણને તેહ અભડાવે, છે ચંડાળ અહિંશ;
સુણજો સરવેજી. ૪

હુંપદ રૂપી ઉન્મત્ત હસ્તી, ચઢશે તે પછડાશેજી;
પૂર્ણ ભર્યો છલકે નવ જાશે, આછકલો છલકાશે;
સુણજો સરવેજી. ૫

જૂઠ થકી તો રામજી રૂઠે, ખૂટે આયુષ્ય કહીએજી;
સત્ય વચનથી સાખ વધેછે, તો જૂઠું કેમ વદીએ?
સુણજો સરવેજી. ૬

પાપનો બાપએ લોભને જાણો, ક્રોધચંડાળનો ભાઇજી;
એ લોકે બૂડાડે તેતો, જાયે સગાંની સગાઇ;
સુણજો સરવેજી. ૭

વ્યભિચારી નર નર્કમાં પડશે, સુખ સંપત્તિ ખોશેજી;
વચન ફળે ને સ્વર્ગ મળે એ, શિયળવંતને હોશે;
સુણજો સરવેજી. ૮
ચોરી તે કરતાં રાયજી દંડે, પરભવ નર્કમાં જાવેજી;
આસને પૈસે ઉંચો ન આવે, ગાંઠની મૂડી ગુમાવે;
સુણજો સરવેજી. ૯
ભલા તે જનનું ભલુંજ હોવે; ભુંડા તે જનનું ભૂંડુંજી;
અવગુણ ઉપર ગુણ કરે તે, માણસ અતિશય રૂડું;
સુણજો સરવેજી. ૧૦
ઠાઠમાઠ ને ઉપર ઢોલ, અંદર દીસે પોલજી;
એવું તે રૂપ કદિ નવ ધરીએ, ખૂણે બેશી ખેએ ગોળ
સુણજો સરવેજી. ૧
ત્રેવડ એતો ત્રીજોરે ભાઇ, સજ્જન સહુ એમ બોલેજી
દ્રવ્ય વાપરતાં જેહ બચાવ્યું, એહ રળ્યાની તોલે;
સુણજો સરવેજી. ૧૨
ઉપજ કરતાં ખર્ચ વધે એ, ડૂલ્યા કેરી નિશાનીજી;
સુક્ષમ છિદ્ર ગોળે પડયું પણ, જાયે વહી બધું પાણી;
સુણજો સરવેજી. ૧૩
કરણી એવી પાર ઉતરણી, સંસાર માયા જૂઠીજી;
પુન્ય પાપ બે સાથેજ આવે, જાવું ઉઘાડી મૂઠી;
સુણજો સરવેજી. ૧૪
ચતુરદશ વિષય ચતુરદશીના, ચતુર નર તમે સૂણોજી;
દાસ મોતી સુખ સંપત્તિ સાથે, પામો વળી સદ્દગુણો;
સુણજો સરવેજી. ૧૫



૪૨૧૦

# સદુપદેશ માળા.

## ૧ "सत्यमेव जयते" अथवा "आखर सत्य तरे."

### ( ગિરધર-ગોપાળ, અને મોતીચંદની વાત.* )

ભરતખંડના માળવા દેશના ‡ બુંદીકોટા શહેરમાં **ગિરધર** અને **ગોપાળ** એ નામના બે ભાઈઓ વસતા હતા, તેમાં ગોપાળ મોટો હતો. તેઓ જ્ઞાતે દશા શ્રીમાળી શ્રાવક વાણિયા હતા અને તેઓની તરફથી "**ગિરધર ગોપાળ**" ના નામની મોટી નામાંકિત દુકાન ચાલતી હતી.

એક વખત **અમદાવાદ શહેરથી** † **જેઠાભાઇ નાગજી** નામના કોઈ ગૃહસ્થે રૂ ૩૦૦) રોકડા સિક્કાઈ એક કોથળીમાં ભરી શીલ કરી કાગળ સાથે કોઈ કાસિદને આપવા સારૂ ત્યાં મોકલ્યો. કાસિદ ચાલતો ચાલતો કેટલેક દિવસે બુંદીકોટે આવી પહોંચ્યો અને પાછલો ચાર ઘડી દહાડો

---

* આ વાત સંવત્ ૧૮૫૮ માં ખરી બનેલી છે. તે કોઇ મારવાડી જૈનના સાધુ પાસેથી સાંભળીને સંવત્ ૧૯૦૨ના જેષ્ટ શુદિ ૧૫ વાર સોમને દિવસે કોઈ '**સવરાજ હરખા**' નામના સાયલાના વાણીએ તેની ઢાળો જોડી છે, તે બહુ રસિક છે. ‡ '**બુંદી**' અને '**કોટા**' એ બે શહેર જૂદાં જૂદાં છે, છતાં '**બુંદી શહેર**' કોટાને જોડીનેજ બોલાય છે. † એ જાતે લેઉવા પાટીદાર હતા.

રહ્યો તે વખતે ગિરધર ગોપાળની દુકાને આવીને ગિરધરના હાથમાં કાગળ અને કોથળી આપ્યાં. ગિરધર, અન્નનો ચોર હતો તેથી તેણે જાણ્યું કે જો અસૂર થશે તો કાસિદને વાળુ કરાવવું પડશે તેથી તાકીદથી તેને પહોંચનો કાગળ લખી આપ્યો; પણ " ઉતાવળા સો બાવરા અને ધીરા સો ગંભીર " એ કહેવત પ્રમાણે ઉતાવળમાં પેલી રૂપીઆની કોથળી પટારામાં મૂકવી ચૂકી ગયો અને પટારા ઉપર પડી રહી. તે કાસિદે સરતમાં રાખી.

કાસિદ કહે—શેઠજી, હવે અસૂર થઈછે માટે આજની રાત આંહી પડી રહી સવારમાં વહેલો ઉઠી ચાલતો થઈશ. ગિરધર કહે—જેમ તમારી મરજી. એમ કહી દુકાન અટકાવી તાળુ વાશી વાળુ કરવા ગિરધર ઘેર ગયો પણ કાસિદને ખાવાનું કહ્યું નહિ તેથી તે બિચારો ચવેણું ખાઇને સામી દુકાને પડી રહ્યો. કહ્યુંછે કે:—

## દોહરો.

**" ખાય ન ખરચૈ સૂમધન, ચોર સબૈ લે જાય;**
**પીછે જ્યોં મધુ મક્ષિકા, હાથ મિલૈ પછતાય. " ૧**

**અર્થ:**—કૃપણથી ધન ખવાય કે ખરચાય નહિ પણ ચોર ચોરી જાય ત્યારે જેમ, મધ વાઘરીના લેઇગયા પછી માંખો પસ્તાય છે તેમ તે પસ્તાય છે.

વળી કહ્યુંછે કે:—

## श्लोक.

**न देवाय न विप्राय न बंधुभ्यो न चात्मने ।**
**कृपणस्य धनंयाति वन्हितस्कर पार्थिवैः ॥ १॥**

**અર્થ:**—કૃપણનું ધન દેવ, વિપ્ર કે કોઈ સગાના કા-

મમાં અથવા પોતાના કામમાં આવે નહિ પણ તે અગ્નિ, ચોર કે રાજાના હાથમાં જાય છે.

ગિરધરે ઘેર જઇને રૂપીઆ આવ્યાની વાત ગોપાળને કહી અને બંને ભાઇઓએ વાળુ પાણી કર્યા. આ વખતે **મોતીચંદ** કરીને એક વાણિયો, પોતાએ કેટલોએક લીધેલો નેસ્તીનો સામાન ગિરધરની દુકાનમાં મૂકેલો તે દુકાન અટકાવેલી હોવાથી લેવા સારૂ ઘેર આવ્યો.

આ **મોતીચંદ,** બુંદીકોટાથી ગાઉ ચાર ઉપર એક નાનું **નરોડા** કરીને ગામડું હતું ત્યાંનો હતો. તે ઘણી નિર્ધનાવસ્થાનો હતો અને તેલ, મીઠું, મરચું વીગેરે વેચી મહા મુસીબતે પોતાનું ગુજરાન ચલાવતો હતો. તેની સ્ત્રીનું નામ **ઝવેરીબાઈ** હતું તે ખરેખરી પતિવ્રતા હતી. આ બંને સ્ત્રી પુરૂષ નિર્ધન પણ સત્યવાદી, સહનશીળ અને સાફ નૈયતનાં હતાં. તેમને તેર વરસની **એક દીકરી** અને દસ વરસનો **એક દીકરો** એ રીતે બે સંતાન હતાં. તે બંને કુંવારાં હતાં. ઘરમાં ખાધા પીધાની ઘણી વેળા ( દુઃખ ) પડતી છતાં કન્યાવિક્રયનો પૈસો તે ઈચ્છતાં નહોતાં. શાસ્ત્રમાં કહ્યુંછે કે:—

## શ્લોક.

**कन्यावित्तं ग्रहेद्योवै, नरके निवसे च्चिरम्।**

**तदुत्पन्नं फलं भुक्त्वा, पुनःचाण्डालतां व्रजेत्॥**

**અર્થ**:—દીકરીનો પૈસો ઉપજાવનાર ઘણા કાળ સૂધી નર્કમાં પડે છે અને ત્યાં મહા પીડા ભોગવ્યા પછી ચંડાળને ઘેર જન્મ ધારણ કરે છે.

મોતીચંદ, બુંદીકોટેથી હરવખત બે ચાર રૂપીઆનો સરસામાન લેઇ જાય, તે વેચી રહે એટલે ફરીથી લેવાને આવે. એ પ્રમાણે એક માસમાં પાંચ સાત વખત લેવા સારૂ આવે

અને પોતાનો સર સામાન ગિરધર ગોપાળની દુકાનમાં લાવી ભેગો કરે.

હમેશના રીવાજ પ્રમાણે આ વખતે પણ મોતીચંદે પોતાનો સામાન ગિરધરની દુકાને મૂકેલો તે લેવા સારૂ દુ-કાન અટકાવેલી હોવાથી ગિરધરને તેડવા સારૂ તેને ઘેર આવ્યો હતો.

ગિરધરે મોતીચંદને બહુ આગ્રહ કરીને વાળુ કરાવ્યું, અને અસૂર થવાથી ઘેર જવાની ના પાડી પોતાની દુકાનની કુંચી આપી તેને એકલો દુકાને સૂઇ રહેવા મોકલ્યો. મો-તીચંદ દુકાનનું તાળું ઉઘાડી અંદર સૂઇ રહ્યો પણ ઘેર જવાના ઉચાટમાં અંદરની સાંકળ વાસવી ભૂલી ગયો અને થાક્યો પાક્યો ઉંઘી ગયો.

આ સર્વે બનાવ પેલો કોથળી લાવનાર કાસિદ સામી દુકાને પડયો પડયો જોયાં કરતો હતો. કહેવત છે કે " નાણું દેખી મુનીવર ચળેઃ " કાસિદની નૈયત ( દાનત ) પ્રથમથી બગડેલી હતી કારણ કે તે જાણતો હતો કે કોથળી પટારા ઉપર પડી રહી છે તેથી તે ત્યાંથી ઉઠાવી લેવાનો લાગ તાકી બેઠો હતો. તેને તો " જોઇતું હતું અને વૈદ્યે કહ્યું " એ ક-હેવત પ્રમાણે થયું. મોતીચંદ દુકાનની સાંકળ વાસવી ભૂલી ગયો તેથી તેને કોથળી ઉઠાવી લેવાનો સંપૂર્ણ લાગ મળ્યો. રાતના બાર ઉપર એક વાગ્યે સર્વે લોક નિંદ્રા વસ્ય થઇ ગયાં એટલે તે હળવે હળવે ગિરધરની દુકાન ઉપર ચઢયો અને જાળવીને બારણું ઉઘાડી અંદર પેશી પેલી રૂપીઆની કોથળી લેઇ ઝટ પાછો વળ્યો.—

કાસિદ જે દુકાન પર સૂતો હતો તે દુકાનનો માલિક હિરાચંદ કરીને હતો. તે ગામડેથી ઉઘરાણી કરીને ઘણે દિવસે ઘેર આવેલો તેથી ઘણા દિવસનું ચઢી ગયેલું નામું

દુકાનની અંદર બેશી આ વખત ચૂપકીથી ઉતારતો હતો. તેની કાસિદને ખબર નહોતી.

ગિરધરની દુકાનનું બારણું ખખડયું સાંભળી હિરાચંદ હળવે રહીને દુકાન ઉઘાડી બહાર નીકળ્યો, અને જૂએછે તો કાસિદને ચૌટાની અંદર ઝડપથી જતો દીઠો. ચતુર વાણિયો તરત ચેતી ગયો અને તેની વાંસે વાંસે તે દેખે નહિ તેવી રીતે ચાલતો થયો. કાસિદે કોથળી ઉકરડામાં જઇને દાટી તે હિરાચંદે સરતમાં રાખી—કાસિદ કોથળી દાટી પાછો વળ્યો એટલે હિરાચંદ તે કાઢી લેઈને બીજે ટુંકે રસ્તે થઇને કાસિદની પહેલાં આવીને દુકાનમાં સૂઇ રહ્યો. કાસિદ પણ અત્યંત હર્ષમાં દુકાનપર આવી સૂઈ રહ્યો પણ તેને તો " ચોરમાં મોર પડ્યા. " કહેવત છે કે,–" ચોરનો માલ ચંડાળે જાય અને પાપી હાથ ઘસંતા થાય."

ઘણા હર્ષમાં અને નાણું લેઇને તાકીદથી ઘેર જવાના ઉચાટમાં નિંદ્રાદેવી કાસિદથી રીસાઇ બેઠાં !! પાછલી છ ઘડી રાત રહી એટલે તેણે ઉઠીને ઉકરડામાં જઈને દાટેલે ઠેકાણે જોયું પણ કોથળી હાથ આવી નહિ, તેથી સરત ભૂલી ગયો હઇશ એમ ધારી આખા ઉકરડામાં ભુંડની માફક ખંખોરવા માંડયું પણ કોથળી જડી નહિ. આથી તેના હોસ ને કોસ ઉડી ગયા અને પોતાની પદરનું નાણું ખોયા કરતાં પણ વધારે ફિકરમંદ થયો. કહ્યુંછે કે:—

**દોહરો.**

**" ધન મેળવતાં દુ:ખ છે, સાચવતાં પણ દુ:ખ;**
**જો આવેલુ જાય તો, જાય સમૂળું સૂખ." ૧**

કાસિદનો ઉદ્યમ નિષ્ફળ ગયો અને મોંમાં આવેલો કોળિયો ગયો; તેથી તે ત્યાંનો ત્યાં સ્તબ્ધ બની ગયો. પછી બુદ્ધિ આવી એટલે વિચાર્યું કે, હવે આંહી ખોટી થવામાં

સાર નથી કારણ કે વાંસે પગેરૂં આવે તો ઉલટી અલ્લા થઇ પડે ! એમ ધારી ત્યાંથી રસ્તે પળ્યો.

હવે મોટા મળસકામાં પેલો મોતીચંદ ઉઠયો; તેને બિચારાને કોથળી સંબંધી કાંઈ ખબર નથી. વસાણાનો કોથળો બહાર કાઢી દુકાન બંધ કરી તાળુ વાશી, કોથળો ખભે લેઈ ગિરધરને ઘેર જઇ કુંચી આપી પોતાના ગામ તરફ વળ્યો.

સૂર્યોદય થયો એટલે ગિરધર અને ગોપાળ બંને ભાઇએ દુકાને આવ્યા. એવામાં રૂપિયા લેવા સારૂ કોઈ માણસ આવ્ય એટલે ગોપાળે ગિરધરને કહ્યું કે આને પેલી કોથળીમાંથી રૂપિયા ગણી આપ. ગિરધરને " કોથળી " એ શબ્દ સાંભળતાંજ એકદમ ફાળ પડી અને વિચારમાં ને વિચારમાં દિગ્મૂઢ થઈ ગયો. કેટલીક વારે તેને યાદ આવ્યું કે મે કોથળી પટારામાં મૂકી નથી માટે મુકરર પેલો ભૂખડું મોતીચંદ લેઈ ગયો. પાપી મારૂં અન્ન ખાઇને ભૂંડું કરી ગયો. કહેવત છે કે—"થાળી ખોવાયે ગોળીમાં હાથ ઘાલે. "

ગિરધરને રૂપીઆ આપતાં ઢીલ થઈ તેથી ગોપાળે કહ્યું કે, અલ્યા ગિરધરીઆ ! ફૂટેલ હૈયાના ! કોથળી કયાં મૂકી? ગિરધર કહે—સરત ચૂકથી પટારામાં મૂકવી રહી ગઇ હતી માટે નક્કી પેલો મોતીચંદ લેઈ ગયો.

આ વાત સાંભળી ગોપાળ બહુ ધમધમ્યો, અને ક્રોધાયમાન થઈ લાલ નેત્ર કરી દાંત પીસી બે હાથ લાંબા કરી ગિરધરના ગાલમાં ગોદા મારતો મારતો કહેવા લાગ્યો કે— આવા લુચ્ચાઓને દુકાનમાં સૂવારેછે તે તારો બાપ લેઈ જાયજ તો ! આજ તો ત્રણુસેં રૂપીઆની કોથળી ગઇ પણ કોઇક વખત કોઈક તારો ભા આખો પટારો ઉપાડી જશે ! તુ કુળમાં એક કમૂળ જાગ્યો છે તે આવાં ન કરવાનાં કામ કરે

છે, પણ જો આજને આજ રૂપીઆ ત્યાંથી નહિ લાવે તો મારે ને તારે *તળાતાંદળા થવાના. એટલુંજ નહિ પણ એ રૂપીઆ તારે નામે લખવાના છે માટે તું તારૂં સૂઝતું કરજે.

આ બુમાટા સાંભળી પાડોશી દુકાનદારો ધાઈ આવ્યા અને પૂછવા લાગ્યા કે શું છે? ગોપાળશેઠ, આટલા બધા ગિરધર શેઠને કેમ વઢોછો ?

**ગોપાળ**—નહિ આ અકર્મીએ–પેલા નરોડાવાળા મોતીઆને કાલ રાતે એકલો દુકાનમાં સૂવાર્યો હતો ? તે સાજો રૂપીઆ ત્રણસેંની કોથળી ઉઠાવી ગયો! અમારે તો આ ગિરધરીઓ મૂળે લાગ્યો છે તે આવા ચોટ્ટાઓને દુકાનમાં લાવી સૂવારે છે!

**બીજાઓ**—હશે, જે વાત બની તે ખરી પણ હવે વઢવું મૂકી તેની તલાસ કરો

પેલો મશ્કરો હિરાચંદ આ તકરાર સાંભળી મનમાં હસેછે પણ કાંઇ બોલતો નથી. તેની દાનત સાફ છે પણ રૂપીઆ મોતીચંદ પાસેથી શી રીતે લે છે તે જોવા કાંઈ બોલતો નથી.

ગિરધર, દરબારમાંથો બે સિપાઇઓ લેઇ ઘોડે બેશી એક વાણોતર સાથે મોતીચંદને ગાળો ભાંડતો, પોતાના જોરનો †ઓર ‡તોર જણાવતો અને સિપાઇઓને અગાડી દોડાવતો, નરોડે જવા નીકળ્યો.

મોતીચંદ, ગિરધરને વેગળેથી આવતો દેખી બહુ હર્ષ પામ્યો અને મનમાં વિચારવા લાગ્યો કે કોઇક ઠેકાણે જતા હશે તેથી આંહી આવ્યા છે." એ તો વાની મારી કોયલ;" નહિતો આંહી આવવા ક્યાંથી ? માટે ગમે તેમ કરીને પણ

* મઝીઆરો વહેંચી લેવો તે. † જુદી તરેહનું. ‡ અભિમાન.

આજ મારે એને રોટલા ખવરાવવા. એમ વિચારી સામે જઈને સર્વેને પોતાના ઘેર તેડી લાવી ખાટલા પાથરી બે-સાર્યા અને ઘરમાં જઇ સ્ત્રીને કહેવા લાગ્યો કે આજ આ-પણે ઘેર પરોણા આવ્યાછે તેમને જમાડવાના છે માટે ગમે તેમ કરીને પણ સારી રસોઈ કરજે, કારણકે એને ઘેર મા ઘણી વખત જવું પડે છે. એટલું કહી બહાર આવી સર્વેને દાતણ પાણી કરવા આપ્યાં અને બે હાથ જોડી ગિરધર કહેવા લાગ્યો કે શેઠજી, શી આજ્ઞા છે? આજ મારાં ધ-ભાગ્ય કે આપનાં પગલાં મારે ઘેર થયાં! કામકાજ મુઙ રાંક સરખું હોય તે ફરમાવો; સેવક કરવાને તૈયાર છે.

ગિરધર, મોતીચંદને પ્રથમ દેખીનેજ વઢવા તૈયાર થઇ રહ્યો હતો પણ વાણોતરે વારી રાખ્યો હતો, તે આ વ ખત મોતીચંદનું બોલવું સાંભળીને એકદમ ખૂબ જુસ્સાથી બોલવા લાગ્યો કે, તારા ભાની કોથળી ઉઠાવી લાવ્યોછે ને વળી શાણી સીતા થઈ ફંદ કરે છે? લાવ્ય રૂપિયા; નહિતો જો પેલો **ઓરડો** અને આ **કોરડો**! એ ઓરડામાં પૂર આ સિપાઇઓ પાસે માર મરાવી પાસેથી રૂપીઆ લે ઇશું. તું જાણતો હઈશ કે રૂપીઆ **પચ્યા**; પણ નથી ક **ચ્યા ગુરૂના બચ્ચાના**; એતો **સિંહ બચ્ચાના** છે. માં જો ઈજત રાખવી હોય તો મારા રૂ ૩૦૦ ) છાનામાન પાછા આપ એટલે અમે અમારે ઘેર જઇએ.

રૂપીઆની વાત સાંભળીને મોતીચંદ તો ત્યાંનો ત્યાંજ ઠરી ગયો, અને એકદમ ચિંતારૂપી ચિતા તેના ચિત્તમાં ફરી વળી, તેથી મૂખની ખુરમી બળી ગઈ ને કાળી શાહી તે પર ઢળી ગઈ. મતલબ કે આવી રીતનું તેના માથે ખોટું આળ આવ્યાની ચિંતાથી તે કાળો ભંઠ થઈ ગયો. કહ્યુંછે કે:-

## દોહરો.

**ચિંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;**
**ચિંતા બડી અભાગિણી, ચિંતા ચિતા સમાન. ૧**

તે વિચારવા લાગ્યો કે હે ભગવાન! આજ વગર અપ-
મારા માથે આભ તૂટી પડ્યો છે. રૂપીઆ તો એના
. હશે તેમાં કાંઇ ભૂલ નહિ; નહિ તો એ કાંઈ જેવો
ા નથી કે કોઇને ખોટું આળ ચઢાવે. વળી એને મારા
ર શક પણ આવે તેમાં કાંઈ શક નહિ કારણ કે હું એ-
લો એની દુકાનમાં સુતો હતો. હવે હે વિશ્વંભરનાથ ! શું
રવું ? તું જીવાડે તો જીવીએ નહિતો મરવા વખત છે. કા-
ણ કે ના પાડું તો માને તેમ નથી અને હા પાડું તો આ-
વાનું ઠેકાણું નથી. જો મારી પાસે રૂપીઆ હોત તો ધ-
ના આપત પણ આટલી બધી ફિકર કરત નહિ. પણ આતો
ર વેચ્યે પણ પૂરૂં થાય તેમ નથી. વળી મારો એટલો
વ્યવહાર નથી કે કોઈ રૂપિઆ ધીરે. હે ભક્તવત્સલ ભગ-
વાન ! આ તેલ, મીઠું ને મરચાના કોથળામાં તે મારી ઇજત
શી રીતે રહેશે ? તેં જન્મ આપ્યો ત્યારે આવો નિર્ધની઼ઓ
કેમ આપ્યો ? શીવ ! શીવ ! શીવ !! મને તો હવે મરવા
સિવાય બીજો ઉપાય સૂઝતો નથી !!! એમ વિચારી ત્યાંથી
હળવે હળવે ઘરમાં આવ્યો. સ્ત્રીને આ વાતની કાંઇ ખબર
નથી. એતો બિચારી જણુસ ભાવ લાવવાની અને રાંધ-
વાની ખટપટમાં હતી. તેણે મોતીચંદને કહ્યું કે સ્વામિનાથ !
રસોઇ તૈયાર થઇ છે હવે ચૂરમું ખાંડવા બેસુંછું માટે સા-
કર લેઇ વહેલા આવો. ઘી તો હું બશેર મારા નાકનો કાંટો
મૂકીને લાવીછું—તેની ચિંતા રાખશો નહિ.

મોતીચંદની હાલત આટલી બધી ખરાબ છતાં સ્ત્રી એવી

ચતુર હતી કે તેણે માગી તાગીને તથા ઉછીનું લેઇને પણ રસો-ઈઉમદા બનાવી હતી. સુભાર્યા તે આનું નામજ. કહ્યુંછે કેઃ—

મનહર.

ઘરમાં ન હોય ખાવા, ઘેર જો પરોણા આવ્યા,
લાવી ખવરાવે એવી જેની હોંશીઆરી છે;
પતિની તો કરે શેવા, ધરે વેણ શીર પર,
મૂખ કેરી વાણી જાણે સાકરથી સારી છે;
ખાવા ખાણ પામી તોય કહે મિષ્ટ મેવો પામી,
પામો નહીં વસ્તુ તોય હસ્તુ મૂખ જારી છે;
મોતી વિદ્યા વિનોદથી પતિ રાજી રાજી રાખે,
એવી નારી સ્વર્ગ થકી સાત સુખકારી છે. ૧

વળી કહ્યુંછે કેઃ—

श्लोक.

सा भार्या या शूचिर्दक्षा, सा भार्या या पतिव्रता ।
सा भार्या या पति प्रिता, सा भार्या सत्यवादिनी १॥

**અર્થ**—જે પવિત્ર કામ કરવાને સાધવી, ચતુર, અને પ-તિવ્રતા હોય તેમજ પોતાના પતિમાં જેની અખંડ પ્રીતિ હોય અને હમેશાં સાચું બોલતી હોય તેનું નામ સુભાર્યા.

મોતીચંદ ત્યાંથી બોલ્યા ચાલ્યા વગર ચૌટા તરફ ચા-લ્યો તે ત્યાં જઇને સાકરને બદલે 'વાણિયાની પારશી'ની સા-કર (અફીણ) રૂપીઆભાર લેઈ લૂગડાના છેડે બાંધી મર-વાના મનસુબે ગામ બહાર ચાલ્યો.

હવે આંહી રસોઈ તૈયાર થઈછે માટે સ્ત્રી–સાકરની વાટ જોઈ બેઠી છે પણ આવતાં વાર થઇ તેથી છોકરાને અને છોડીને તેના બાપને તેડવા સારૂ મોકલ્યાં. તેમને ભાગોળમાં

મોતીચંદ મળ્યા તેને છોકરાં બાઝી પડ્યાં અને કહેવા લાગ્યાં કે–બાપાજી, રસોઇ ઠરી જાય છે માટે સાકર લેઇને વહેલા ઘેર આવો. મોતીચંદ, છોકરાં સામું સમસમાકાર જોઈ ર-હ્યાછે પણ કાંઇ બોલતા નથી અને આંખમાંથી ટપક ટપક આંસુ પડ્યાં જાયછે. આથી છોકરાંએ પણ બાપને રોતા જોઈ રોવા માંડયું અને બંને જણે આંગળીઓએ વળગી મોતી-ચંદને ઘર તરફ ખેંચવા માંડયો પણ ખસે નહિ; આથી છોકરાંએ વધારે રોવા માંડયું તેથી મોતીચંદને કાંઇક દયા આવી. તેણે વિચાર્યું કે, મરવા વગર તો છૂટકો નથી, કાર-ણકે પેલા ઘર આગળ વાઘ બેઠાછે તે જીવતાં મારીનાખે તેવા છે. એમને હાથે આબરૂ ગુમાવી મરવા કરતાં મારા હાથે મરવું શે ખોટું ? પણ ઘેર જઇને બાઇડીને છોકરાં *ભળાવતો આવું અને તેને હિમ્મત આપતો આવું. એમ વિ-ચારી છોકરાંને છાનાં રાખી ઘેર આવ્યો–ઘરમાં સ્ત્રી ચતુર હતી તેથી તે તરત ચેતી ગઇ; તેણે વિચાર્યું કે આજ સ્વામિ સિક્કા ફેર થયાછે માટે મુકરર કાંઇ અવનવો બનાવ બન્યો છે અને મરણ ઉપર વાત આવી છે. તેથી તે બોલીકે, સ્વા-મિનાથ! આજ આટલા બધા દીલગીર કેમછો ? એવડું બધું શું દુઃખ આવી પડયુંછે તે આમ બાવરા બની ગયા છો? હોય! સૂખ દુઃખ તો માણસને માથે ચાલ્યાંજ જાય છે. પણ મરદ થઈને આમ હરબડી (હીમત હારી) શું જાઓછો ? કહેવત છે કે–" હીમત સો મરદા અને મદદે ખુ-દા." માટે હીમત રાખો. હીમતની કીમત નથી. હીમત ગમે તેવા દુઃખને પણ સંહારે છે. માટે હીમત રાખી મને ખરી હકીકત કહો. જ્યારે મને નહિ કહો ત્યારે બીજા કોને કહેશો ? હું તમારા અર્ધ અંગની ધણીઆણી છું તો અર્ધ દુઃખની પણ ભાગીએણ છું.

*ભળાવવું એટલે સોંપરત કરવી.

**મોતીચંદ**—આ છોકરાં તને સોંપુંછું માટે તેને જાળવજે. ( એમ કહી છાતી ફાટ રૂદન કરે છે. )

**ઝવેરીબાઈ**—( ડસકાં ભરતી ભરતી ) હે સ્વામિનાથ ! તમે રૂઓ તો તમને મારા સમ છે. *ભૂંડો આમ ડાઢીઆળા થઇને રૂઓછો શું ? હીમત રાખીને મને એકવાર વાત તો કહો ! મારાથી થશે એટલી મદદ કરીશ. પરમેશ્વર સહુ સારાં વાનાં કરશે. જુઓને મોટા મોટા હરિશ્ચંદ્ર, નળ અને રામ સરખાને પણ કેવાં કેવાં દુઃખ પડ્યાં છે ? પણ તેઓએ જો હીમત રાખી હતી તો તેમને પાછું સૂખ મળ્યું છે. માટે હીમત રાખી મને વાત કહો. રામે વાંદરાને ( હનુમાનને ) વાત કરી હતી તો તેણે સીતાની શોધ કરી આપી.

**મોતીચંદ**—*ભૂંડી ! શી વાત કહું ? કાંઈ કહેવા જેવું નથી. પેલા મેમાન આવ્યાછે તે મારો જીવ લેવા આવ્યાછે. એના રૂ ૩૦૦ ) કોઇ લેઇ ગયું છે તે આપણી પાસેથી લેવા આવ્યા છે. હું એની દુકાનમાં એકલો સૂઇ રહ્યો હતો તેથી મારા માથે નાખે છે. આપણને તો એવો ચોરીનો માલ ખપતો નથી પણ આપણું ગરીબનું કહેવું કોઇ માનશે નહિ. પણ સહુ મોટાની શ્હેમાં તણાઇને એનું સાચું માનશે. હવે આપણે ખાવા ધાન્ય નથી તો એટલા રૂપીઆ ક્યાંથી લાવી આપવા ? જો નહિ આપીએ તો એ મને મારી નાખ્યા વગર છોડે તેમ પણ નથી તો મારા હાથે મરવું એ શે ખોટું ? હું મુઓ એટલે તને કોઈ કહેનાર નથી. આ વગર બીજો ઉપાય નથી. ( એમ કહીને ત્યાંથી ઉઠવા જાય છે એટલે છોકરાં બાઝી પડેછે અને રો કકળાણ થઈ રહે છે. )

**ઝવેરીબાઈ**—(સજળનેત્રે) સ્વામિનાથ ! તમને આ છોકરાંની પણ દયા આવતી નથી ? તમારા કરતાં તો પંખી

---

* એ સ્નેહ યુક્ત શબ્દો છે.

સારાં કે બચ્ચાં ઉપર ઘણું હેત રાખેછે. તમે અમને કોના વખુ મૂકો છો? અમારે કોના આધારે દહાડા કાઢવા! 'ઉંચો આભ ને નીચી ધરતી' એ સિવાય બીજો કાંઇ આશરો નથી. અમને રાંકને આમ સમુદ્ર બેટમાં મૂકી જવાનું ઇચ્છો છો? ઘરમાં એક દિવસનું તો ખાવા છે નહિ, તો અમારે શી રીતે દહાડા કાઢવા? માટે પ્રથમ અમને વિખ પાઓ એટલે અમારે પાછળ ભૂખે મરવું પડે નહિ.

**મોતીચંદ**—જગતમાં આટલી બધી રાંડીરાંડો શી રીતે દહાડા કાઢતી હશે? વળી દીકરો પણ મોટો થવા આવ્યો છે તો તારે ઝાઝી મુદત દુઃખ વેઠવાનું નથી. મને જીવ્યે સૂખ પડે તેમ નથી માટે મરવા વિના છૂટકો નથી.

**ઝવેરીબાઇ**—સ્વામિનાથ! કહ્યું છે કે-"આત્મઘાતી મહા પાપી." વળી શાસ્ત્રમાં કહ્યું છે કે-"આત્મઘાત કરનારના સાત ભવ એવાને એવા જાય છે" તો સાત ભવ દુઃખ વેઠવા કરતાં એક ભવ દુઃખ વેઠવું શે ખોટું? દમયંતીને માથે હારની ચોરીનું આળ આવ્યું હતું પણ તે આત્મઘાત નહિ કરતાં જીવતી રહી હતી અને તેનામાં સત્ય હતું તો તેના માથેથી આળ ઉતર્યું હતું. માટે જો આપણામાં સત્ય છે તો આખરે સત્ય તરશે. સત્યનો બેલી રામ છે તો તે સત્યનું બીરદ રાખશે. કહ્યું છે કે-"**સત્યમેવ જયતે**" અથવા "**આખર સત્ય તરે**" માટે હીમત રાખી જીવ ઉગારો અને આળ ઉતારો. મુઆ પછી આળ ઉતરશે નહિ. કદાપિ તમે મરશો તો અમે પણ તમારી પાછળ ત્રણે જણ મરીશું તો તમને સ્ત્રીહત્યા તથા બાળહત્યા લાગશે. વળી માથે આળ પણ રહેશે. માટે તમે ગિરધરને જઇને કહો કે, અમારે એક ચારણનું દેવું હતું તેને આ-

પવા સારૂ તમારી કોથળી લાવ્યો છું; પણ તે રૂપીઆ હજુ તેને આપ્યા નથી; ઘરમાં પડ્યા છે. એમ કહી તેને જમવા ઉઠાડો એટલે હું બધું પૂરૂં કરીશ. એની ફિકર મારે માથે; તમે કાંઇપિણ ડરશો નહિ. મને એક ઈલાજ સૂઝયો છે માટે તાકીદથી જઇને સર્વ મેમાનને જમવા તેડી લાવો: રસોઈ ઠરી જાય છે.

આથી મોતીચંદને કાંઇક હીમત આવી તેથી ટટાર થઇ હળવે હળવે ગિરધરની પાસે જઇને કહેવા લાગ્યો કે, શેઠજી, મારે એક મહા વસમા ચારણનું દેવું હતું તેને આપવા સારૂ તમારી કોથળી લાવ્યોછું પણ હજુ તેને રૂપીઆ આપ્યા નથી. તમારાં નસીબ મોટાં તેથી તમે તરતને તરત વાંસે આવ્યાછો માટે તે રૂપીઆ તમને પાછા આપીશ પણ મારે ઘેર રસોઇ જમો તો આપું. તમે મારે ઘેર આવવા કયાંથી ?

ગિરધર—અરે લુચ્ચા! તું તારા ફંદ મૂકી દે અને ઝટ મારા રૂપીઆ આપ. હું તને સારી પેઠે ઓળખુંછું. તારૂં ચોરનું અનાજ ખાવું અમને ઘટિત નથી માટે જા તાકીદથી અમારા રૂપીઆ લઇ આવ. નહિ તો પછી માર મારીને લેઈશું. તું વાણિયો થઇને આવા કિસબ શીખ્યો છે ! હવે હાથમાં ખાતરિયું લે ને ચોરીનો ધંધો કર !

મોતીચંદ—શેઠજી, તમારી કોથળી તમને શીલબંધ પાછી આપીશ પણ મારા ઘેર જમાડ્યા વગર નહિ આપું.

વાણોતર ગિરધરને કહે કે—શેઠજી, આપણે કાંઇ વધારે ઓછું બોલવાની જરૂર નથી, આપણે આપણું કામ સમજાવીને કાઢી લેવું જોઈએ માટે ઉઠો જમી લેઇએ.

મોતીચંદે સર્વે મેમાનને સારી રીતે જમાડ્યા અને ખા-

ટલા પાથરી સૂવાર્યો. ગિરધર, રૂપીઆનું વારંવાર કહેવા જાય પણ વાણોતર વારી રાખે.

**હવે મોતીચંદ, સ્રીને કહે છે કે**—આપણે શો ઉપાય કરીશું ? લક્ષ્મીની ખોટી લાલચ દીધી પણ પાસે એક ખોટી બદામે નથી. આજ મોટા સિંહને વકાર્યો અને કાળીનાગ બંભેર્યો !

**ઝવેરીબાઈ**—સ્વામિનાથ, તમે ધબરાશો નહિ; હું બતાવું તે ઉપાય કરો. આંહીથી ગાઉ એક **ઝૂમખા** કરીને ગામ છે ત્યાંનો પેલો **જસો** વાણિયો તેના દીકરાનું વેવીશાળ આપણી દીકરી વેરે કરવાનું આપણને કહેતો હતો અને એક હજાર રૂપીઆ આપવાનું કહેતો હતો; પણ આપણને દીકરીના લાળા ( કન્યા વિક્રયના પૈસા ) લેવાની બીલકુલ લાલચ નહોતી અને એ ઠેકાણે વેવીશાળ કરવાનું આપણું મન પણ નહોતું પણ પરમેશ્વરે આ જોગ મેળવ્યો તો આપણે શું કરીએ ? બાઈના કપાળમાં લેખ હશે તે પ્રમાણે થશે માટે તેને ઘેર તમે જાઓ અને રૂ ૩૦૦) લેઇ દીકરીનું વેવીશાળ કરી આવો. અને જેટલા રૂપીઆ ગિરધરને આપવાના છે તેથી એક પાઈ પણ વધારે લેશો નહિ. દીકરીનો પૈસો આપણે હરામ બરોબર છે માટે જાઓ તાકીદ કરો

મોતીચંદે પેલા જસા વાણિયાને ઘેર જઈ દીકરીનું વેવીશાળ કર્યું. જસાએ એક હજાર રૂપીઆ લાવી મોતીચંદના હાથમાં મૂક્યા. મોતીચંદ કહે, મારે ૩૦૦ ) નો ખપ છે માટે વધારાના રૂપીઆ પાછા લ્યો. મોતીચંદે બાકીના રૂપીઆ સાતસેં પરાણે પાછા આપ્યા.

મોતીચંદ, રૂપીઆ લેઇ ઘેર આવ્યો અને ગિરધરને બો-

લાવી ગણી આપ્યા. રૂપીઆ લેઇ ગિરધર કહે, સાબાસછે તને! તું આવા કિસબ શીખ્યો છે ? કાંતો ગળાફાંસો ખાઈ મર કે કૂવે પડી મર. તેં વાણિયાની જાત લજાવી!!

વાણોતરે ગિરધરને બોલતો અટકાવ્યો. ગિરધર કહે, જેમાં રૂપીઆ ભરેલા હતા તે ઠાલી કોથળી લાવ. મોતીચંદ કહે, એતો ખોવાઈ ગઇ.

ગિરધર, રૂપીઆ લેઈ ઘોડેસ્વાર થઈ ચાલતો થયો અને દુકાને આવી રૂપીઆ પછાડ્યા. જાણે કમાઈને આવ્યો હોય નહિ! રૂપીઆ મૂકી પોતાની બડાઇ હાંકવા અને મોતીચંદને ગાળો ભાંડવા લાગ્યો.

રૂપીઆ લાવ્યાની વાત જાણી પેલો હીરાચંદ શીલબંધ કોથળી લેઇ બહાર આવ્યો અને કહેવા લાગ્યો કે અલ્યા ગિરધરીઆ! રૂપીઆ ક્યાંથી લાવ્યો ? પેલા બિચારા ગરીબ મોતીચંદનું તેં ઘર માર્યું. ગોપાળ કહે, મારૂં નાણું જડ્યું તેની તને અદેખાઈ આવે છે? મોતીચંદના ઘરમાં ખાવા ધાન્ય તો નથી અને ૩૩૦૦) ક્યાંથી લાવી આપે ? હિરાચંદે પેલી હાથમાંની કોથળી ઝટ પછાડી અને કહ્યું કે ઓળખ, આ કોથળી તારી ખરી કે નહિ ? કોથળી દેખી બંને ભાઈઓ ઝાંખા પડી ગયા. આ રગઝકમાં બધું મહાજન (શ્રાવકોનું પંચ) ભેગું થયું અને ગિરધર–ગોપાળને ઠપકો દેવા લાગ્યું.

મહાજને મોતીચંદને રૂપીઆ પાછા આપવાનું કહ્યાથી ગિરધર રૂપીઆ લેઇ નરોડે ગયો. ગિરધરને આવતો દેખી મોતીચંદના હાંઝા ખૂબ નરમ થઈ ગયા. તેણે ધાર્યું કે વળી એનું શું ગયું હશે તે લેવા આવ્યો ? હવે તો આપવાનું ઘરમાં કાંઈ નથી.

મોતીચંદને ઉદાસ દેખી ગિરધર કહે, શેઠજી, ધભરાશો નહિ. આ રૂપીઆ તમારા પાછા લ્યો. અમારી કોથળી અમને જડી છે.

**મોતીચંદ**—શેઠજી, ગરીબની શી મશ્કરી કરોછો ? મારા ઘરમાં ખાવા દાણા નહિ તો ૨૩૦૦) આપવાના કયાંથી હોય ? માટે શેઠજી તમારા રૂપીઆ તમને પાછા આપ્યા એમાં મેં કાંઇ પાડ કર્યો નથી પણ તમારી ચોરી કરી એ મોટો ગુન્હો કર્યો છે; માટે શેઠજી, કરગરીને કહું છું કે રૂપીઆ લેઇને તમે તમારા ઘેર જાઓ,

**ગિરધર**—શેઠજી, હું નક્કી કહું છું કે મારી કોથળી મને જડીછે માટે માફ માગીને કહું છું કે તમારા રૂપીઆ પાછા લ્યો—તમને વગર વાંકે દુ:ખ દીધું એ મારી મોટી ભૂલછે.

ગિરધરે ઘણા કાલાવાલા કર્યા પણ મોતીચંદે રૂપીઆ પાછા લીધા નહીં તેથી તે રૂપીઆ લેઈ પાછો ઘેર આવ્યો અને મહાજનને કહેવા લાગ્યો કે, મોતીચંદ રૂપીઆ પાછા લેતા નથી માટે મહેરબાની કરીને તમે સંઘરાવો.

મહાજને મોતીચંદને તેડાવી રૂપીઆ પાછા આપવા માંડ્યા ત્યારે તેણે કહ્યું કે એ રૂપીઆ મારે ખપના નથી. એ તો દીકરીના (કન્યા વિક્રયના પૈસા) લાળા છે. મેં દીકરીનું વેવીશાળ અણગમતે ઠેકાણે કરીને રૂપીઆ એમને આપવા સારૂ લીધા છે માટે તમે મહાજન, એ રૂપીઆ જેના લીધા છેતેને સંઘરાવો અને વેવીશાળ ફોક કરાવો તો હું એ રૂપીઆ લેઉં અને તમારો મોટો ઉપકાર માનું.

**મહાજન**—આપણાં વાણિયા બ્રાહ્મણનાં વેવીશાળ ફોક થાય નહિ.

મોતીચંદે રૂપીઆ પાછા લીધા નહિ તેથી શી રીતે ક-

રવું તે બાબત મહાજન અકળાવા લાગ્યું તેથી ડાહ્યાભાઇ કરીને એક ડાહ્યા અને વૃદ્ધ માણુસની સલાહથી મહાજને ગિરધર તથા મોતીચંદ પાસેથી દસ્તાવેજ કરાવી લીધા કે– " મહાજન જે ઠરાવ કરે તે બંને જણે કબૂલ રાખવો." પછી નીચે પ્રમાણે ઠરાવ કર્યો.—

**" ગિરધરની દીકરીનું વેવીશાળ મોતીચંદના દીકરા વેરે કરવું અને તેની પહેરામણીમાં રૂ ૩૦૦) ગિરધરે મોતીચંદને આપવા."**

મહાજનના ઠરાવ પ્રમાણે મોતીચંદના દીકરાનું વેવીશાળ ગિરધરની દીકરી વેરે કર્યું અને રૂ ૩૦૦) ગિરધરે મોતીચંદને પહેરામણીમાં આપ્યા. ગિરધર અને મોતીચંદ, બને વેવાઇ થયા. મોતીચંદ કહે કે ઠીક થયું મને ગૃહસ્થ સગો મળ્યો અને ગિરધર પણ કહેકે ઠીક થયું મને સત્યવંત સગો મળ્યો એ રીતે બંનેનાં મન રાજી થયાં.

**હિતશિક્ષા.**

**સાચનું ઝાઝ ફરતું સફેરૂં, અસત્ય કાગળ હોડીજી;**
**સત્યના પાયા કેલના ઊંડા, અસત્ય આવરદા થોડી.**
**સુણજો સરવેજી. ૧**



# (૨) કુસંગ અને સત્સંગ.



## (ચતુરલાલ શેઠની વાત.)

### (અ) કુસંગ.

**દિલ્લી શહેરમાં ધનપાળશાહ** કરીને એક નગરશેઠ હતો, તેની પાસે અઢળક ધન હતું. તેને **ચતુરલાલ** કરીને એક દીકરો હતો તે ભણ્યો ગણ્યો અને મહા ચતુર હતો. તેને તેના પિતાએ ભણેલી, સ્વરૂપવાન અને ઉચ્ચ કુળની એક કન્યા પરણાવી હતી.

પૂત્ર પચીશ વરસનો થયો ત્યારે શેઠ મરણતુલ્ય માંદા પડ્યા; તે વખત તેમણે દીકરાને નીચે પ્રમાણે શીખામણો દીધી.—

**"(૧) નીચ માણસને છાની વાત કરવી નહિ. (૨) નીચ માણસની પ્રીતિ કરવી નહિ. (૩) નીચ માણસથી લેવડ દેવડ કરવી નહિ."**

શેઠના મુઆ પછી કેટલીક મુદતે ચતુરલાલે વિચાર કર્યો કે, મારા બાપે જે શીખામણો દીધીછે તેની મારે અજમાએશ કરવી જોઈએ; કારણકે આટલી બધી શીખામણો મૂકી માત્ર **"નીચ માણસના સંગ વિષે"** શીખામણો દીધી તો તેમાં કાંઈ વિશેષતા હશે ખરી. માટે મારે નીચ માણસથી ઉપરની ત્રણે બાબતોની, ઝાઝું નુકસાન થાય નહિ અને ઝટ ફંદામાંથી નીકળી શકાય એવી ઉપરછલી અજમાએશ કરવી.

એમ વિચારી પચાસ હજાર રૂપીઆનો અવેજ લેઇ, એકલો એક નીચ કુળના કોળી ઠાકરડાના રાજ્યમાં આવીને રહ્યો. આ વખતે આ રાજ્યના માથે દેવું બહુ થઈ ગયું હતું તેથી તે બીજાના હાથમાં જવાની તૈયારીમાં હતું તેથી રાજાએ રૂપીઆ લેવાની લાલચે ચતુર શેઠને મોટો ગૃહસ્થ

જાણી સારી રીતે આદરમાન દેઇ સારૂં ઘર રહેવા આપી ત્યાં રાખ્યા.

ચતુર શેઠે રાજ્યનું તમામ દેવું આપી રાજ્ય જતું ખાળ્યું અને બીજા કેટલાએક ગરાસ ગયેલા તે મૂકાવી આપી રાજ્ય તાજું કર્યું. પછી તે રાજાના એક મૂખ્ય ફટાયાથી જીવજાન પ્રીતિ બાંધી. આથી ચતુર શેઠ આખા રાજ્યમાં મ્હેં મ્હેં થઈ રહ્યા!!

એક દિવસ ચતુરશેઠે રાજાને કહ્યું કે સાહેબ, આપને કાંઈ ફરજંદ નથી માટે બીજી સ્ત્રી પરણો તો સારૂં: રૂપીઆ જેટલા જોઈએ તેટલા આપવા હું તૈયાર છું.

**રાજા**—તમારે પણ છોકરૂં નથી માટે તમે પરણો તો હું પરણું. આપણે બંને એક લગ્ને પરણીએ. આપણા ગામમાં **જીવણશાહ શેઠની** દીકરી તમારે યોગ્ય છે માટે તમે તેને પરણો. અને મેં મારા સારૂ પણ અગાઉથી તજવીજ કરી મૂકી છે.

આ પ્રમાણે ઠરાવ કરી બંને જણ એક લગ્ને નવી સ્ત્રીઓ પરણ્યા; પણ એકેને કાંઇ છોકરૂં થયું નહિ તેથી રાજાએ એક રૂપવંત **મોર** પાળ્યો. આ મોર રાજાને દીકરા કરતાં પણ વધારે વહાલો હતો અને દીકરાની પેઠે તેનું રક્ષણ કરતો હતો અને એક માણસ તેની સેવામાં મૂક્યું હતું.

એક દિવસ ચતુર શેઠે વિચાર કર્યો કે, મારા બાપે શીખામણો દીધેલી ત્રણે બાબતોની પરીક્ષા કરવાનો લાગ અત્રે આવ્યો છે:—**એક તો નીચ કુળના રાજાથી લેવડ દેવડ કરી છે; બીજું નીચ કુળના ફટાયાની પ્રીતિ કરી છે; ત્રીજું નીચ કુળની સ્ત્રી કરી છે.** માટે આજ હું એ ત્રણેની પરીક્ષા કરી જોઉં. એમ વિચારી રાજાને જઇને કહ્યું કે સાહેબ, આપનો મોર મને બહુ પ્રીય લાગે છે માટે

આજ તેને મારે ઘેર લેઈ જઈ રમાડવાની ઈચ્છા થઈ છે માટે આપો તો સારૂં.

**રાજા**—ખુશીથી ઘેર લેઈ જાઓ. અમારો મોર તે તમારોજ છે, અને આ રાજ્ય પણ તમારા વડેજ છે. તમે જે માગો તે આપવા અમે તૈયાર છીએ.—

**ચતુર શેઠે વિચાર કર્યો** કે—અત્યારે તો એ સારૂં બોલે છે પણ એના ગુન્હામાં આવીએ ત્યારે શી રીતે બોલે છે તે જોવાનું છે.

શેઠ મોરને લેઈને ઘેર ગયા અને સ્ત્રીને બતાવીને કહ્યું કે, મને આ–રાજાનો મોર બહુ વહાલો લાગે છે માટે એને રમાડવા લાવ્યોછું. સ્ત્રી કહે, બહુ સારૂં; પણ એને જાળવજો. એ તો રાજાને દીકરા કરતાં પણ વધારે વહાલો છે! શેઠ કહે, એતો મ્હારૂં ક્યાં અજાણ્યું છે!

એમ કહીને શેઠ, મોરને એકાંતે પોતાની બેઠકમાં લેઇ ગયા અને ઘડીક વાર પછી તેને સંતાડીને સ્ત્રી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કેઃ—(જરા દયામણું મોઢું કરીને હળવેથી) અલી! સાંભળેછે કે? આપણે રાજાનો મોર લાવ્યાછીએ તેને મૂકીને હું જરા આઘો ગયો એટલે બિલ્લાડીએ ઝાલીને મારી નાખ્યો માટે હવે રાજાને શું કહેવું? રાજાનો *પૂત્રના પાડનો મોર મુઓ એ બહુ ખોટું થયું માટે રાજાને શું મોં દેખાડવું?

**સ્ત્રી**–(જરા ઉપડતે સાદે) હું તમને પ્રથમથીજ કહેતી હતી કે એ મોર રાજાને બહુ વહાલો છે માટે એને જાળવજો; પણ તમે મારૂં કહ્યું ક્યાં માનોછો તે?!! હુંતો તમારે મન ગાંડીછું! પણ લ્યો હવે! કર્યું તમારા મોં જેવું? રાજા તો કોણ જાણે શુંય કરશે! ગામમાંથી કાઢી મૂકશે કે કેદમાં પૂરશે!!

---

* પૂત્રના પાડનો એટલે પૂત્રની બરોબરીનો.

**શેઠ**—હશે, જે વાત બની તે ખરી! અજાણતાં થયું તેમાં હું શું કરૂં? પણ હવે એ વાત છાની રાખવી; કોઇને કહેવામાં સાર નથી.

**સ્ત્રી**—(ધાંટા પાડીને) હા! હવે; તમે રળીઆવ્યાછો તે અમે જાણીએ છીએ! '**મોર મરી ગયો**' એ વાત તે કાંઈ છાની રહેશે કે શું?

**શેઠ**—હશે, છાની નહિ રહે તો ચાલ્યું (ખેર)! પણ તું તારે છાની રહેને! અત્યારે ચાહન કરવામાં શો ફાયદોછે? હું મારે બીજો બુટ્ટો ઉઠાવીશ! પણ તું જરા હળવેથી બોલ. વાડ સાંભળે ને વાડનો કાંટો સાંભળે!

**સ્ત્રી**—(ખૂબ ધાંટા પાડીને) આ નહિ મોટો બુટ્ટો ઉઠાવ્યો!! એકતો રાજાનો મોર માર્યાનો ગુન્હો કર્યોછે અને વળી બીજો છાનો રાખવાનો ગુન્હો કરવા જાયછે! હજુ ક્યાં પોતાની ભૂલ કબૂલ કરેછે તે! સામા મને વઢેછે અને કહેછે કે, "હળવે બોલ! હળવે બોલ!" તે શું મારૂં કપાળ હળવી બોલું! મારૂં તો પેટ ને પાસું બળી જાયછે માટે જો મને કાંઈ કહેશો તો હું મારે પિયર જઈશ!!

**શેઠ**—ભૂંડી! હું તને કાંઈ વઢતો નથી પણ આ વાત ઉઘાડી કરવામાં સાર નથી. જ્યારે મોરની શોધ થશે અને રાજા આપણને પૂછશે ત્યારે કહીશું કે, અમે તો પાછો મૂકી ગયા હતા. અને તેની લાસને અત્યારે હું છાનોમાનો દાટી આવુંછું માટે તુ તારે કાંઈ બોલીશ નહિ.

**સ્ત્રી**—(ખૂબ જુસ્સાથી) "બોલીશ નહિ! બોલીશ નહિ!" એમ કહીનેજ બધું ખરાબ કર્યું તો!! નહિ તો શું બધા ભાઇડા તમારા જેવાજ હશે કે? બાઈડીનું કહ્યું નહિ માનતા હોય? મારૂં જો કહ્યું માન્યું હોત તો આમ થાત? હવે લ્યો! અને વળી હજુ ક્યાં માનો છો તે! આટલેથી

ધરાયા નથી તે પાછી રાજાથી વાત છાની રાખવી છે? હું તો આ ચાલી મારે પીયર!! તમે જાણો ને તમારો મોર જાણે! મારે શું? કહેવા જઈએ સવળું ને પડે અવળું; તો મારે શું કરવા કહેવું પડે? (એમ કહીને સાદ પાડતી પાડતી ઘરમાંથી બહાર નીકળી.)

શેઠાણીને રીસાઈ જતાં જોઇ બધાં પાડોશી ધાઈ આવ્યાં ને પૂછવા લાગ્યાં કે, શેઠાણી શું છે?

**શેઠાણી**—(આંસુ લુંછતી લુંછતી) શું હોય? મારા કરમના ભોગ! આટલા બધા ભાઇડાછે પણ આતો આદે!! રાજાનો મોર રમાડવા લાવ્યા હતા તે મરી ગયોછે તે કાળોકેર થઈ ગયો છે માટે હવે રાજા કોણ જાણે શુંય કરશે! અને વળી આટલા દુ:ખમાં અધુરામાં પૂરૂં સામા મને વઢેછે અને ગાળો ભાંડેછે.

**બીજી બાઈઓ**—હશે બાઇ! રોશો નહિ: ચાલો પાછાં. તમે કાંઇ જેવા તેવા ઘરનાં કહેવાઓ? તમારો ફજેતો થાય તે સારૂં નહિ. અજાણતાં મોર મરી ગયો તેમાં તે શેઠ શું કરે? અને ગાંડા તે હવે તમને વઢે!!

એમ કહીને પાડોશીએ શેઠાણીને ઘરમાં ઘાલ્યાં અને શેઠને પણ કહ્યું કે, હશે શેઠ! તમે કાંઈ બોલશો નહિ અને જે થનાર હતું તે થયું તેનો ઝાઝો અફસોસ પણ કરશો નહિ. રાજાને અને તમારે તો ઘણી પ્રીતિ છે અને રાજાનું રાજ્ય પણ તમેજ રાખી આપ્યું છે માટે તમને શું કરે એવું છે? અને અજાણતાં થયું તેમાં તમે શું કરો? એમ કહી શેઠ શેઠાણીને છાનાં રાખી સહુ સહુને ઠેકાણે ગયાં.

**શેઠ**—(મનમાં) આતો સ્ત્રીની પરીક્ષા* જોઈ પણ હવે ફટાયાની તથા રાજાની જોવી. એમ વિચારી પોતે રાજદ-

રબારમાં જવા નીકળ્યા. પ્રથમ વીલા મોઢે અને ઢીલા પગે પેલા મિત્ર (ફટાયા) ને ઘેર ગયા.

મિત્રે આદર સત્કાર કરી બેસવા આસન આપ્યું અને પછી પૂછ્યું કે શેઠજી, આપનું પધારવું કેમ થયું છે? શી આજ્ઞા છે? આપ આજ શા દુઃખમાં આવી પડ્યા છો કે આપનું મોં આટલું બધું ઉતરી ગયું છે? તમને કોઈએ આંગળી કરી હોય તો તેનો પોંચો કાપું અને કોઈએ ગાળ દીધી હોય તેને ગરદન મારૂં! મારા છતાં તમારે દુઃખ ધરવું નહિ. તમારૂં જ્યાં થુંક પડે ત્યાં મારૂં લોહી પડવાનું! માટે જે દુઃખ હોય તે કહો. જ્યારે મને નહિ કહો ત્યારે બીજા કોને કહેશો?

**શેઠ**—(મનમાં) અત્યારે તો આટલું બધું સારૂં મનવેછે ને હીમત આપે છે પણ મોર મુઆની વાત કર્યા પછી શું કહેછે અને શી મદદ આપે છે તે જોવાનું છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

## श्लोक.

**सबंधुर्यो विपन्नानाम् आपदुद्धरणक्षमः।**
**नतुभीत परित्राण वस्तूपालंभ पंडितः॥१॥**

---

* જ્યારે શ્રી કૃષ્ણ રીંછડીને પરણી લાવ્યા ત્યારે તેમણે નારદને કહ્યું કે, આ વાત ભોંયમાં દાટજો. પછી નારદે ચોટામાં જઈને ખોદવા માંડયું તેથી લોકોએ પૂછ્યું કે આ શું કરોછો? ત્યારે નારદે કહ્યું કે, **શ્રીકૃષ્ણ રીંછડીને પરણી લાવ્યા** છે તે વાત ભોંયમાં દાટું છું!! આથી તે વાત છાની રહેવાને બદલે આખા ગામમાં પ્રસિદ્ધ થઇ. માટે જેવા તેવા માણસ આગળ ગુપ્ત વાત કહેવી નહિ.

**અર્થ**:—વિપત્તિની વખતે જે રક્ષણ કરવામાં સમર્થ તે મિત્ર; પણ જે રક્ષણ કરવાની વાતો કરવામાં પંડિત તે મિત્ર નહિ.

**હવે ચાહન કહે છે**—ભાઈ, કાંઇ કહેવા જેવું નથી. આજતો ગજબ થઈ ગયોછે માટે કહેતાં મારી જીભ ઉપડતી નથી. (એમ કહી જરા ગરગળા થાય છે.)

**મિત્ર**—અરે શેઠજી! તમે આટલા બધા દીલગીર શું કરવા થાઓ છો? જ્યાં સૂધી મારામાં જીવછે ત્યાં સૂધી તો તમને હરકત થવા નહિ દઉં. તમારા સાટે મારો જીવ જશે તો ખુરબાન પણ તમને ઇજા આવવા નહિ દઉં; માટે હીમત રાખો અને બધી વાત મને કહો. (શેઠ, તેમ તેમ વધારે ગરગળા, થાય છે.)

**શેઠ**—કીધા વગર તો છૂટકો નથી પણ કહેતાં મારી જીભ ઉપડતી નથી. આપણા રાજાનો મોર, જે રાજાને પૂત્રના કરતાં પણ વધારે વહાલો હતો તે બિલાડીએ...... (એટલું કહી રહી જાય છે અને આંખમાં આંસુ લાવે છે.)

**મિત્ર**—તે શું! બિલાડીએ મારી નાખ્યો? હાય હાય! કાળો ગજબ થયો ને!! રાજાનો પૂત્રના પાડનો મોર મરાવી નાખ્યો? તમારા જેવો નિર્દય કોણ હોય? વાણિયાની તો જાતજ એવી હોય! કશી વાતનો વિચાર કરે નહિ. જરા રાજ્યમાં માન્યા એટલે રાજ્યના ધણી થઇ બેસે. હવે કોણ જાણે રાજા શુંય કરશે! બીજો કાંઈ ગુન્હો કર્યો હોય તો મદદ પણ કરીએ હવે આ કાળો કેર કર્યો તેમાં તે રાજાને શું કહીએ?

**શેઠ**—મેં જાણીને મરાવ્યો નથી. હું તેને મૂકીને જરા

આઘો ગયો એટલે બિલ્લાડીએ મારી નાખ્યો. ગને પણ તે બહુ વહાલો હતો.

**મિત્ર**—હા! હવે!! આ વહાલો હતો તે જાણ્યું! કર્યું નહિ જોયા જેવું!! (મોં જરા કટાણું કરીને) જેના ભોગ હોય તે તમારી મિત્રાઈ રાખે! ગમે તેવા પણ તમે *બકાલ કહેવાઓને? જાઓ! જાઓ! તમારૂં મોં અમને દેખાડશો નહિ!!

**શેઠ**—હશે! જે બનવાકાળ હતો તે બન્યો અને રાજા પણ જે કરવાનું હશે તે કરશે; પણ તમે જો મહેરબાની કરીને મારી સાથે આવો તો રાજા કને માફ માગવા જઈએ.

**મિત્ર**—"માથું વાઢીને માફ માગવી," એ તે કેમ મગાય? માટે જાઓ હું તો નહિ આવું. આજથી તમે તમારે ઘેર અને અમે અમારે ઘેર!

**શેઠ**—(મનમાં) આ મિત્રની પરીક્ષા પણ જોઇ. કહ્યુંછે કે—"**નાદાનકી દોસ્તી ને જીવકા જાન.**" એ ખરૂં છે. વળી કહ્યુંછે કે:—

**દોહરો.**

**"દુર્જન પ્રિય વાણી વદે, નહિ વિશ્વાસનું બીષ;**
**મધૂ વસેછે જીભમાં, હૃદય હળાહળ વીષ. ૧"**

અત્યાર સૂધી તો એ મીઠું મીઠું બોલતો હતો પણ આખરે તે સર્વે જણાઈ આવ્યું. એને માત્ર રાજા પાસે આવવાનું કહ્યું તે પણ તેનાથી બન્યું નહિ અને ઉલટો વઢવા મંડયો. એમ વિચારી ત્યાંથી ઉઠી રાજદરબારમાં ગયા. ત્યાં

* અરબી ભાષામાં તરકારીને "**બકાલું**" કહેછે અને તે વેચનારને "**બકાલ**" કહે છે માટે વાણિયાને પણ તુચ્છકાર રૂપે "**બકાલ**" કહે છે.

રાજાએ પણ આદરસત્કાર દેઇ બેસવા આસન આપ્યું પછી—

**રાજા**—શેઠજી, કેમ પધારવું થયું છે? અમારા સરખું કામકાજ હોય તે સૂખેથી કહો. પણ આજ તમે આટલા-બધા દીલગીર કેમ દેખાઓ છો? અમારા બેઠાં તમે આ-ટલું બધું દુઃખ કેમ ધરો છો? જે દુઃખ હોય તે કહો અમે ટાળીશું.

**શેઠ**—( મનમાં ) એક તો દુઃખ ટાળ્યું, પણ હવે આ શું કરેછે તે જોવું જોઈએ. ( ચાહન કહેછે, વીલું મોઢું ક-રીને ) આજ મેં આપનો મોટો ગુન્હો કર્યોછે તેની માફી માગવા આવ્યોછું. ઘણો અઘટિત બનાવ બન્યો છે માટે કહેતાં મારી જીભ ઉપડતી નથી.

**રાજા**—હશે, સો બસેનું નુકસાન કર્યું હશે તો ખેર! નુ-કસાનથી કોણ બીએછે? રૂપીઆ તમારા કરતાં કાંઈ વધે તેમ છે? માટે જે બનાવ બન્યો હોય તે કહો.

**શેઠ**—( એકદમ ગળગળિત થઇને ) રાજા સાહેબ! શું કહું? કહેતાં મારી જીભ ઉપડતી નથી. રૂપીઆના નુકસાનથી તો કોણ બીએ તેમ છે? આતો કાળો ગજબ થઈ ગયોછે! આપણો જે પૂત્રના પાડનો મોર હતો તે હું રમાડવા લેઈ ગયો હતો તેને બિલાડીએ... ... ...( એટલું કહી ડસકાં ભરવા માંડે છે. )

**રાજા**—વળતી રોજો! એક વાર પૂરૂં તો કરો. શું તેને તમે મારી નાખ્યો? મારતાં શરમ ન આવી ને કહેતાં શું શરમ આવેછે? કહ્યુંછે કે—“ વાણીઓ મિત્ર નહિ” એ વાત ખરી છે. જો મારે કાંઇ છોકરૂં નહોતું તેથી મોર પા-ળી—તેનાથી મન વાળી—મન રમાડા કરતો હતો તે તમા-રાથી ન ખમાયું તે મારી નાખ્યો. ધિક્કછે! તમને! તમે

મહા મોટો ગુન્હો કર્યોછે અને શું મોં લેઈને માફી માગોછો? તમારા મોંમાંથી **માફી** શબ્દ નીકળતાં વાંતજ મારી **ડાબી** આંખ ફરકવા માંડી હતી; તેથી મેં તરતજ જાણ્યું હતું કે, આજ શેઠે કાંઈ ***લીલું** કર્યું છે, માટે **વીલું** મોં લેઇ આવ્યાછે; અને **ઢીલું ઢીલું** બોલેછે; પણ જ્યાં સૂધી ‡**લીલુંપીળું** દીઠું નથી ત્યાં સૂધી વાણિયું †**ખીલ્યું ને ખીલ્યું** રહ્યુંછે!!!!

**શેઠ**—રાજા સાહેબ, એ મોર મેં માર્યો નથી પણ તેને મૂકીને હું જરા આઘો ગયો એટલે બિલાડીએ મારી નાખ્યો. તે બાબતનો મને આપના કરતાં પણ ઘણો અફસોસ થાયછે પણ શું કરવું? તેનો કાંઈ ઉપાય નથી. બનવા કાળ હોયછે તે બનેછે.

**રાજા**—( જુસ્સાથી ) ચુપ રહે! ચુપ રહે! લુંચ્ચા! આજ મોર મારી નાખ્યો અને કાલ માણસ મારી નાખે. મોરનો "**કાળ**" આણ્યો તોય કહેછે કે, "**બનવા કાળ**" બન્યો. પણ હજુ પોતાની ભૂલ કબૂલ કરતો નથી. તારા રૂપીઆ લીધા માટે તારી ચોરી બોરી કરી કે શું? તું તારા રૂપીઆ લેજે અને અમને અમારો મોર લાવી આપજે. ( એમ કહી ગદગદ કંઠે ) હાય હાય! આ નિર્દય વાણીઆએ મારો પૂત્ર સમ મોર મારી નાખ્યો!! એમ કહી ઘડીક વાર સૂધી ઉદાસ મોઢે બેસી રહી સિપાઈને કહેછે, અરે ભયાનજી! આ બકાલને આંહીથી ઉઠવા દેશો નહિ. એમ કહી ત્યાંથી ઉઠવા જાયછે એટલે—

**શેઠ**—રાજા સાહેબ, હું જરા ઘેર જઈને આવું છું માટે રજા આપો.

---

* નબળું, ખોટું. (મશ્કરીમાં.) ‡ આકરૂં ઉનું, ભયભરેલું.
† પ્રફુલ્લિત, ખુશીમાં રહેવું તે.

**રાજા**—(સિપાઈને) અરે ભયાનજી! તમે આની સાથે જાઓ.

**શેઠ**—(ચાલતાં ચાલતાં મનમાં) હું નાશી ન જાઉં માટે સિપાઈને મારી સાથે મોકલ્યો. અને અત્યારથી એ મને પોતાનો ગુન્હેગાર પણ ગણી ચૂક્યો છે. જો મોર મરી ગયો હોત તો લેણું દેણું મૂકીને આંહીથી રાતોરાત *ગુણા ભરવા પડત; એટલુંજ નહિ પણ કોણ જાણે શુંય કરત! પણ હવે મોર રાજાને પાછો આપીને પળવાર પણ આ રાજ્યમાં રહેવું નહિ. એમ વિચારી ઘેર જઇને સંતાડેલો મોર લાવીને સ્ત્રીને દેખાડયો.

**સ્ત્રી**—(મોર દેખીને) તમારા જેવા મૂર્ખ કોણ હોયકે વગર મોર માર્યે મોર માર્યો ઠરાવી બેઠા! મારા તો હોસને કોસ ઉડી ગયા હતા. આવા જૂઠા તમાસા કરોછો તે કોઈકિ વખત ભારે પડશે!!

**શેઠ**—(મનમાં) મૂર્ખતો તને બીન તપાસે પરણ્યા ત્યારના છીએજ તો! અને તમાસા પણ તારાથી દરરોજ થાયછેજ તો!! પણ હશે હમણાં બોલવાની કાંઇ જરૂર નથી. એમ વિચારી મોર લેઈને પ્રથમ પેલા મિત્રને ઘેર ગયા અને કહ્યું કે, ભાઇ, રાજાના મોરની સાથે એક બીજો મોર રમવા આવ્યો હતો તેઓને બિલાડી મારવા આવી તો રાજાનો મોર ઉડી ગયો અને રમવા આવેલા મોરને બિલાડીએ મારી નાખ્યો તેથી મેં જાણ્યું કે, રાજાનો મોર મરી ગયો હશે; પણ એતો આ જીવતો રહ્યો. માટે તમે મારી સાથે ચાલો, રાજાને તે આપવા જઇએ.

**મિત્ર**—બહુ સારૂં, બેસો. આપણે જરા કસુંબાપાણી

---

* ગુણા ભરવા એટલે જતું રહેવું.

પીને જઈએ છીએ. પણ શેઠજી, તમે આટલા બધા ડરી કેમ ગયા? અમે તો તમારી હીમત જોઇ પણ તમે તો બહુ પોચાછો. મોર મરી ગયો હોત તો તમારૂં નામ દેનાર કોણ હતું? તમે રાજા પાસે માફી માગવા આવવાનું મને કહેતા હતા પણ આવા જુજ કામમાં માફી માગવા કોણઆવે? આપણને ક્યાં રાજાના સામા થવાની આય (શક્તિ) નહોતી તે રાજાની માફી માગીએ? અને હવે મોર જીવતો છે તો આપણે તેમના સામું શું કરવા જવું જોઇએ? આપો સિપાઇને કે તે આપી આવે.

**શેઠ**—(મનમાં) ઠાકરડા ભાઇછે, અને કદાપિ માર્ગમાં જતાં પોતે ભુંઠા ન પડે માટે સિપાઇ પાસે મારી નખાવે તો વળી એના ગુન્હેગાર ઠરાવે. માટે ઝટ લેઇને એનો મોર પાછો આપી આવવો. અને પછી તરતજ રજા લેઇને ઘેર જવું. લેણા પૈકી જે પતે તે ખરૂં. એમ વિચારી (ચાહન કહેછે) તમે તમારે બેસી રહો; હું એકલો રાજાને મોર સોંપીને તમારી પાસે આવુંછું.

**મિત્ર**—ચાલો તારે; હું પણ આવુંછું. તમે વળી કહેશો કે મારી સાથે આવ્યા નહિ. એમ કહી બંને જણ રાજા પાસે ગયા. ત્યાં જઈને કૂટાયે રાજાને કહ્યું કે—(જરા હસતા મોઢે) મોટા ભાઈ, જોયું કે? આ આપણા ચતુરલાલ શેઠ તો બહુજ પોચા છે! મોર મરી ગયો જાણી બહુજ બીતા હતા પણ મોર તો જીવતો છે. (એમ કહી શેઠ પાસેથી મોર લેઈ રાજાને આપે છે.) મોર તો શું પણ કદાપિ માણસ માર્યું હોય પણ તેમનું તમારાથી નામ દેવાય તેમ હતું? પણ અમે તો પરીક્ષા કરી કે વાણિયા માત્ર પોચાજ હોય! આવી રીતે જ્યારે પોતાના મિત્રોમાં ડરી ગયા ત્યારે

બીજા રાજ્યમાં હોય તો શું કરે? તમારા તો શેઠછે એ-ટલે તમે તો કદાપિ ખૂન કર્યું હોય તો પણ કાંઈ બોલો તેવા નથી પણ જો બીજા કોઇનો ગુન્હો કર્યો હોય અને તે જો શેઠનું નામ દે તો હું તેનાં ભીંગડાં કાઢયા વગર રહું તો મારૂં નામ ઠાકરડો નહીં.!!

**શેઠ**—( મનમાં ) હમણુંજ મારાં ભીંગડાં કઢયાં હતાં; વારે નહોતી!!!

**રાજા**—(ફટાયા પ્રતિ ) મોર તો શું પણ કદાપિ ખૂન કર્યું હોય તોપણ તેમનું નામ કોણ દેનાર હતું? આપણે તો હસતા હતા.

**શેઠ**—(મનમાં) હું બધુંએ સમજુછું; પણ હમણાં બો-લવાની કાંઇ જરૂર નથી. એ કહે તેમ હા હા કહ્યાં જવું; કારણ કે સાપને છંછેડયો છે. માટે તેના સમજવામાં આ-વે તો ધાણ કાઢી નાખે! કહ્યું છે કે,–"**રાવાં** (રાજા) **વા-વાં** (વા) **ને વાંદરાં; એ ખીજે તો કોઇનાં નહિ.**" માટે કાંઈ બાનું કાઢી ઝટ નસાય તેમ નાસવું. પણ જો નાસવાની વાત કહીશ તો સેણું પતશે નહિ અને બાઇડી પણ વાંસે આવશે પણ હવે એને પણ સાથે લેઇ જવામાં સાર નથી કારણ કે એને પણ છંછેડી છે. હવે આંહી રહીશ તો વખતે જાન જવાની બીક રહે છે. આતો સાપે છછુંદર ઝાલ્યા જેવું થયું છે. જેમ, છીનાળ બૈરી પર પુ-રૂષથી જાર કર્મ કરવા જતાં પુરૂષ સિયળવંત નીકળે તો પોતાની ઇજત ન જાય માટે તેને ગળે પડે છે, તેમ આ સ્ત્રી, ફટાયો અને રાજા એ ત્રણે મને ગળે પડવાનાં એમાં કાંઇ શક નહિ. માટે અત્યારેને અત્યારે આંહીથી છાનુંમાનું ઉપડવું. એમ વિચારી રાજાને કહે છે—રાજા સાહેબ, આ

પના તો મારા ઉપર ચારે હાથ છે. અને હું જાણું છું કે આપના જેવા મુરબ્બી મને ફરીથી મળશે નહિ તથા આ મિત્ર જેવા મિત્ર પણ મળશે નહિ. પણ અમે વાણીઆ ભાઇ જરા અરધા ગાંડા જેવા એટલે તમારૂં અમારાથી કામ બની શકે નહિ; પણ આપ તો દરીઆ છો એટલે કાંઈ અમારા સામું જુઓ તેવા નથી અને કદાપિ અમે એક વખત ખૂન કર્યું હોય તો પણ આપ અમારૂં નામ ઘો તેમ નથી તો મોર વિષે શું જ કહેવું ! મને પણ આપની પાકી હીમત છે તો હું આપનાથી ડરૂં એમ સમજવું નહિ પણ હું આજ કાંઈ મોર મુઆની બીકથી વીલો પડી ગયો નહોતો પણ મારે આજે સુરતથી કાગળ આવ્યો છે તેમાં અમારી દુકાન ખાતે એક લાખ રૂપીઆની ખાધ આવી છે તેથી મને લખ્યું છે કે તમે આજને આંજ પચાસ હજાર રૂપીઆ લેઈને આવજો; નહિ તો આબરૂ રહેવી કઠણ છે. હવે આપના ખજાનામાં બહુ તો પચીશ હજાર રૂપીઆ હશે; તો બાકીના રૂપીઆનું શું કરવું તેની દીલગીરીમાં હતો. એવામાં આપનો મોર નજરે પડયો નહિ અને બીજો મોર બિલાડીએ મારી નાખેલો દીઠો તેથી આપનો મોર મુઓ જાણી મને બહુ દીલગીરી ઉત્પન્ન થઈ કે રાજાનો પૂત્ર સમ મોર મુઓ; ફરીથી એવો મળશે નહિ. તેથી "પડ્યા ઉપર પાટું માર્યા જેવું" અને "દાઝયા ઉપર ડામ દીધા જેવું" થયું એટલે તપાસ કર્યા વગર એબાકળો આપની પાસે આવ્યો. પણ હવે સારા ભાગ્યે મોરનો જીવતો માલૂમ પડ્યો એટલે એક તો ફિકર ગઈ પણ હવે એક લાખ રૂપીઆની ખાધ આવી છે તેની ફિકર રહી છે. તે પણ આપના પ્રતાપથી મટશે; માટે મહેરબાની ક-

રીને આપના ખજાનામાં જેટલા રૂપીઆ હોય તેટલા આપો. બાકીના ખૂટશે તે બીજા કોઈના લેઇશું. પણ આજને આજ મારે જવું છે કારણ કે બાધના રૂપીઆ આજ વહેંચવાના છે.

**રાજા**—ખજાનામાં પચીશ હજાર રૂપીઆ તમે તમારા હાથે ગણીને નાખ્યા છે તે તમે તમારી મેળે જઈને લ્યો. તમારી અમને ક્યાં અપરતીજ છે? પણ પાછા ત્યાં જઈને વહેલા આવજો; કારણ કે તમારા વગર તો અમને ગોઠતું નથી.

**શેઠ**—(મનમાં) જેના ભોગ હોયતે હવે આંહી આવે! (ચાહન) બહુ સારૂં.

એમ કહી, ખજાનામાંથી પચીશ હજાર રૂપીઆ ગણી લેઇ, રાજાને સલામ કરી ઘેર આવ્યા અને એક હજાર રૂપીઆ સ્ત્રીને સારૂ ખાવાના મૂકી, પચાસ હજારનો અવેજ ઘેરથી લાવ્યા હતા તે પૈકી ચોવીશ હજાર રૂપીઆ રોકડા લેઈ ઘોડા ઉપર બેશી સ્ત્રીને કીધા વગર પોતાના મૂળવતને ગયા. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**"ડુંગર કેરા વ્હેકળા, ઓછા કેરો સ્નેહ.**
**વ્હેતાં વ્હે ઊતાવળા, (પણ) તરતજ દેવે*છેહ.૧"**

---

## (ष) સત્સંગ.

વળી કેટલેક દિવસે ચતુરલાલ શેઠને વિચાર સૂઝયો કે, નીચ માણસની પરીક્ષા જોઈ પણ હવે ઉંચ માણસની

---

*છેહ એટલે દગો, કપટ.

પરીક્ષા જોવી. એમ વિચારી દસ લાખ રૂપીઆનો અવેજ લેઇ, એક મોટા ને કુળવંત રજપૂત રાજાના રાજ્યમાં ગયા. રાજાએ તેમને આદરસત્કાર દેઇ સારા ભાવથી પોતાના રાજ્યમાં રાખ્યા. આ રાજ્યને કાંઇ ખાધ નહોતી કારણ કે ઉપજ ઘણી હતી પણ માથે સાત લાખનું દેવું હતું.

શેઠે પ્રથમ તે રાજાથી પ્રીતિ કરી તેથી તેને માલૂમ પડયું કે, નક્કી ઉંચ કુળનો છે માટે તેની પરીક્ષા કરી જોવી. એમ વિચારી એક દિવસ રાજાને કહ્યું કે, સાહેબ, આપના રાજ્યના માથે સાત લાખનું દેવું બાર આના વ્યાજનું છે અને મારી પાસે દસ લાખ રૂપીઆ પડ્યા રહ્યાછે માટે તે તમે લ્યો; અમારે વ્યાજની કાંઈ જરૂર નથી. મારા ઘરમાં પડ્યા રહ્યાછે તો તમારે વ્યાજ શું કરવા ભરવું જોઈએ?

**રાજા**—ના શેઠજી, વગર વ્યાજવા તો લેવાય નહિ; પણ જો તમે બાર આના વ્યાજે આપતા હો તો તમારા લેઈએ. બાર આના વ્યાજ બીજાને આપતા હતા તે તમને આપીશું.

**શેઠ**—ઠીક, જેમ આપની મરજી. એમ કહી સાત લાખ રૂપીઆ ગણી આપ્યા. પછી તે રાજાના એક ફટાયાથી મિત્રાઈ બાંધી. વળી રાજાને પૂત્ર નહોતો તેથી તેને નવી સ્ત્રી પરણવાનું કહ્યું તો રાજાએ પણ શેઠને સ્ત્રી પરણવાનું કહ્યું તેથી બંને જણ એક લગ્ને ઉંચ કુળની સ્ત્રીઓ પરણ્યા.

કેટલીક મુદતે બંને જણને નવી સ્ત્રીઓથી દીકરા અવતર્યા. રાજાને પૂત્ર નહોતો તે શેઠના આવ્યા પછી થયો તેથી શેઠ ગામમાં સારા પગલાના કહેવાયા અને શી વાત તે ચતુરશેઠ! એમ આખા રાજ્યને માથે થઈ પડ્યા.

બંનેના દીકરા પાંચ પાંચ વરસના થયા એટલે ચતુરશેઠે વિચાર કર્યો કે, હવે પરીક્ષા લેવાનો ખરો લાગ આવ્યો

છે; તેથી એક દિવસ રાજાને કહ્યું કે સાહેબ, આજ તો મને આપના કુંવરને અને મારા પૂત્રને લેઈ બાગમાં હવા ખાવા જવાની ઇચ્છા થઈ છે માટે કુંવરને સારાં સારાં લૂગડાં અને ધરેણાં પહેરાવી મને આપો તો સારૂં.

**રાજા**—તમારી નજરમાં આવે તેવાં લૂગડાં અને ઘરેણાં પહેરાવી સુખેથી કુંવરને લેઇ જાઓ.

ચતુરશેઠ, રાજકુંવરને સારાં સારાં લૂગડાં અને ધરેણાં પહેરાવી પોતાને ઘેર લેઈ ગયા અને તેને સારી રીતે જમાડી છેક છેલ્લે માળે લેઈ જઈ ઉંઘાડી દીધો. અને નીચે આવી સ્રીને કહેવા લાગ્યા કે—( આંખમાં આંસુ લાવી ) અલી ! સાંભળે છે કે ? હું રાજાનો કુંવર રમાડવા લાવ્યો હતો તે તરવાર વાગવાથી મરી ગયો. સાતમા માળ ઉપર તરવાર પડી હતી તે લેઇને તે મ્યાનમાંથી કાઢવા ગયો એટલે વાગી. હવે આપણે રાજાને શો જવાબ દઇશું ? કાળો કેર થઇ ગયો ! ! રાજાનો વાંઝીઆ બારનો એકનો એક પૂત્ર મરી ગયો. હવે તો રાજા આપણને ગરદન મારશે; માટે શું કરવું ? પણ જોજે, હો ! આ વાત કોઈને કહીશ નહિ. તેની લાસને આપણે છાની માની દાટી આવીશું અને રાજા કુંવર માગશે તો કહીશું કે, અમે તો કયારનોએ મોકલ્યો છે.

**સ્રી**—ઠીક, સ્વામિનાથ ! હું કોઇને નહિ કહું. પણ આ વાત કાંઇ છાની રહેશે નહિ માટે કદાપિ રાજાના જાણવામાં આવે તો કહે જો કે, "મારા ઘરમાં સ્રી બહુ ખરાબ છે તેણે કુંવરને મારી નાખ્યો." એટલે મને જે શિક્ષા કરવાની હશે તે કરશે. તમને તો મારા જેવી ઘણી સ્રીઓ મળશે પણ મારે તો તમે એકજછો. માટે મને વચન આપો

કે, "રાજા જાણશે તો તારૂં નામ દઇશ." નહિતો આંહીથી જવા દેનાર નથી. હું મારી મેળે દરબારમાં જઈને કહીશ કે, 'કુંવર મારા હાથે મરી ગયો છે.

**શેઠ**—એવું તારૂં ખોટું નામ કેમ દેવાય ? એની મેળે મુઓ છે પણ રાજા કાંઇ માને તેમ છે ? એતો કહેશે કે-"તમે મારી નાખ્યો."

**સ્ત્રી**—સ્વામિનાથ ! જે બનવાકાળ હતો તે બન્યો પણ હવે કાંઈ ડરશો નહિ; હીમત રાખજો. કહેવતછે કે-"હીમત સો મરદા અને મદદે ખુદા." વળી કહ્યું છે કેઃ—

દોહરો.

**"આવ્યું નહિ ભય ત્યાં સુધી, બીક રાખવી ચિત્ત;**
**પાસે આવ્યું જોઇને, કરવું જેમ ઉચિત્ત. ૧"**

માટે હવે હીમત રાખી કાંઈક હીકમત ખોળી કાઢવી. આ વાત આપણે બે જણ જાણીએ છીએ; બીજું કોઈ જાણતું નથી. માટે લાસને છાનામાના દાટી આવો અને તમે જે પ્રમાણે કહેવું ધારો છો તે પ્રમાણે કહેજો કે-"અમે તો કુંવરને પાછો મોકલ્યો છે." આ ઉપાય તમે ઠીક ખોળી કાઢયો છે માટે તે પ્રમાણે કહેજો. તેમ છતાં કદાપિ રાજાના જાણવામાં આવેતો મારૂં નામ દેજો. પણ મને મારૂં નામ દેવાનું વચન આપો.

**શેઠ**—હું હમણાં બહાર જઇને આવું છું પછી તું કહીશ તેમ કરીશું. એમ કહી રાજદરબાર તરફ ચાલવા માંડયું. (ચાલતાં ચાંલતાં મનમાં કહેછે) સ્ત્રી તો ખરી. ઉંચ કુળની તે ઉંચીજ. સ્ત્રીની તો પરીક્ષા કરી પણહવે બાકીના બેની પરીક્ષા કરી જોઊં. એમ વિચારી પ્રથમ પેલા મિત્ર (ફટાયા) ને ઘેર ગયા અને આંખમાં આંસુ લાવી બોલ્યા

કે, ભાઈ, આજ તો કાળો ગજબ થઇ ગયો છે! રાજાનું બગાડવામાં બાકી રહી નથી. (એમ કહીને ખુબ રૂએછે.)

**મિત્ર**—(ગદ ગદ કંઠે) અરે શેઠજી! તમે શું કરવા રૂઓછો? તમારા માથે જે *આયફ્ત આવ્યું હોય તે મને કહો. મારું ચાલશે ત્યાં સૂધી તો તમને ઉંની આંચ આવવા નહિ દઉં. કદાપી મારૂં માથું જશે તો ખેર! પણ જ્યારે તમને હરકત થવા દઉં ત્યારે એમ જાણજો કે મારી †જણુતી ભારે મુઇ હતી! આ મારૂં ને મારા બાપ દાદાનું વચન છે. (એમ કહી વચન આપે છે.) માટે હીમત રાખી સર્વે હકીકત કહો. અને આંસુ લુંછી નાખી ટટાર થાઓ. આમ મરદ થઈ ડરોછો શું?

**શેઠ**—(સજળ નેત્રે) હું આજ રાજાના કુંવરને શણગારી મારા ઘેર રમાડવા લેઈ ગયો હતો ત્યાં તરવાર પડી હતી તે એની મેળે મ્યાનમાંથી કાઢવા જતાં વાગવાથી... (એટલું કહી રહી જાય છે.)

**મિત્ર**—કુંવર મરી ગયો, એ કે બીજું? એમાં તે શું કહેતા નથી. એતો એની મેળે મરી ગયો છે પણ કદાપિ ખૂન કરી લાવો ને જ્યારે તમને ઉંની આંચ આવવા દઉં ત્યારે હું રજપૂત બચ્ચો નહિ!! તમે કાંઇ ડરશો નહિ અને હિમ્મત રાખો. રાજા તો કાંઈ બોલે તેમ નથી અને કદાપિ કાંઇ હરકત કરશે તો હું લઢવા તૈયાર છું. શું! રાજ્ય એના બાપનું છે? અમે પણ ભાગીઆ છીએ.

**શેઠ**—મારા વાસ્તે તમારા ભાઈઓમાં ટંટો થાય એ તો સારૂં નહિ. હુ તો આજ છું ને કાલ નથી.

**મિત્ર**—એની તમારે શી જરૂર છે? લઢાઇથી બીતા હશે

* આયફ્ત—(**अ**) દુઃખ. (સ્ત્રી લીંગ.) સંસ્કૃતમાં **आपद्**.
† જનેતા—મા.

તો હું કહીશ કે કુંવરને મેં મારી નાખ્યો !

**શેઠ**—એમ ખોટું તે કહેવાય ? કોઈકની ચે (ચિતા) માં કોઈક સૂવે એમ તે હોય ? તમે શી ચોરી કરીછે કે પારકો કુહાડો પોતાના પગમાં લ્યોછો ? એમ કહી ત્યાંથી ઉઠવા જાયછે એટલે—

**મિત્ર**—બેસો; ક્યાં જાઓછો ? રાજાને આંહી બોલાવીએ છીએ. એમ કહી સિપાઇને રાજાને તેડવા સારૂ મોકલ્યો. (રાજા આવ્યા એટલે તેમને કહેછે)—મોટા ભાઈ, જુઓને આ શેઠ, ક્યારનાએ રૂએ છે ને કલ્પાંત કરે છે. આપણો કુંવર રમાડવા લેઈ ગયા હતા તે મ્યાનમાંથી તરવાર એના હાથે કાઢવા જતાં વાગવાથી મરણ પામ્યો છે તેમાં શેઠ શું કરે ?

**રાજા**—અરે શેઠજી, તમે શું કરવા રૂઓછો ? કુંવર એના હાથે મુઓ તેમાં તમે શું કરો ? અને કદાપિ તમારા હાથે મુઓ હોય તો પણ શું થઇ ગયું ? એ કુંવર તમે *હોઇનેજ થયો છે. અને અમે પણ તમારા વડેજ છીએ. વળી આ રાજ્ય પણ તમારૂંજ છે. માટે એની કાંઈ ફિકર રાખશો નહિ અને નિર્ભયપણે ઘેર જઈ એની લાસને અગ્નિદાહ દેવા આપો.

હવે શેઠ ત્યાંથી ઉઠીને ઘર તરફ ચાલ્યા. (માગમાં ચાલતાં ચાલતાં મનમાં કહેછે) રંગછે ! રાજા અને ફટાયાને !! ઘેર જઈને કુંવરને એક લાખ રૂપીઆના દાગીના પોતાના ઘરમાંથી કાઢીને પહેરાવ્યા (બક્ષિસ કર્યા) અને હાથી ઉપર બેસારી ગાજતે વાજતે કુંવરને દરબારમાં લેઈ જઈ રાજાને સોંપ્યો.

**રાજા**—શેઠજી, કુંવર તો જીવતો હતો છતાં મરી જ-

* કુંવર, શેઠનાં પગલાંથી થયો એમ રાજા માનતો હતો.

વાનું કહ્યું તેનું શું કારણ? તમે અમારી પરીક્ષા જોઇ?

શેઠ—સાહેબ, મારા બાપે મરતાં મને શીખામણો દીધી હતી કે—" **( ૧ ) નીચ માણસને છાની વાત કરવી નહિ. ( ૨ ) નીચ માણસથી લેવડ દેવડ કરવી નહિ. ( ૩ ) નીચ માણસની પ્રીતિ કરવી નહિ.** " તેથી મેં એ ત્રણે બાબતોની પરીક્ષા કરી જોઇ તો મને વ્યાજબી માલૂમ પડયું. ( એમ કહી પેલા મોરની વાત કહી બતાવી ) પણ વળી ઉંચ માણસથી એ ત્રણે બાબતો કરવાથી શો ફાયદો મળેછે તે જાણવાની ઈચ્છા થઇ તેથી મેં આ પ્રમાણે કર્યું છે અને આપની તથા ફટાયાની તથા મારી સ્ત્રીની પરીક્ષા જોઈ. ( એમ કહી રાજાના પૂછવાથી સ્ત્રીની વાત પણ કહી. )

**રાજા**—શેઠજી, કાંઈ અયોગ્ય બોલાયું હોય તો માફ કરજો અમે તો તમને કાંઈ હીમત આપી શકયા નથી પણ રંગછે! તમારી સ્ત્રીને! કે તમારા સાટે તે મરવા ઉભી થઇ, અને વળી વાત પણ કોઈને કહી નહીં! સ્ત્રીના પેટમાં વાત ભાગ્યેજ ટકે છે. કહેવતછે કે–" બિલાડીના પેટમાં ખીર ટકે તો સ્ત્રીના પેટમાં વાત ટકે." માટે ગમે તેવી ચતુર સ્ત્રી હોય પણ તે વાત છાની રાખી શકે નહિ વળી તે એવા કઠણ કાળજાની હોયછે કે, પોતાનો એકનો એક પૂત્ર મરે તો ખેર પણ તેને બદલે તે પોતાનો જીવ આપવો કબૂલ કરે નહિ. માટે તમારી સ્ત્રી ખરેખરી પતિવ્રતા છે. એમ કહી સિપાઈ સાથે ઉંચી જાતનો પોશાક તથા સવા લાખ રૂપીઆના દાગીના શેઠની સ્ત્રીને સારૂ મોકલ્યા.

આ પછી ચતુરશેઠ, પોતાના વતનમાંથી સર્વે કુટુંબને તેડાવીને તથા માલ મિલ્કત લેઇને, આ ઉંચ કુળના રાજાના રાજ્યમાં આવીને રહ્યા અને સુખીઆ થયા. કહ્યુંછેકે:—

### श्लोक.

संसार विष वृक्षस्य द्वे एव मधुरे फले।
काव्यामृत रसा स्वादः संगमः सुजनैः सह ॥१॥

**અર્થ**:—સંસારરૂપી ઝેરી ઝાડને મધુરાં ફળ બે છે. એક તો કવિતા રૂપી અમૃત રસનું ચાખવું અને બીજુ સુજનનો સમાગમ.

વળી કહ્યુંછે કે:—"**सत्संगश्च विवेकश्च निश्चलं नयन द्वयम्ः।**"

**અર્થ**:—સત્સંગ અને વિવેક, એ બે માણસોનાં અચળ નેત્રછે.

### હિતશિક્ષા.

**સજ્જન કેરી મોબત સોબત, દુર્જનની નવ કરીએજી;**
**બાવળ છાંયે શૂળજ વાગે, આંબા છાંયે ફળ મળીએ.**
**સુણજો સરવેજી. ૨**

## (३) संप अने कुसंप*.

### (સંપરામ અને કુસંપરામની વાત.)

### (अ) સંપ.

**લક્ષ્મીરામ** કરીને એક મહા લક્ષ્મીવંત બ્રાહ્મણ હતો, તેને બે દીકરા હતાઃ—એકતું નામ **સંપરામ** અને બીજાનું નામ **કુસંપરામ**. બંને જણને વીસ વીસ લાખ રૂપીઆની મિલ્કત વહેંચી આપીને લક્ષ્મીરામ મરણ પામ્યા.

---

*ઇંગ્રેજ સરકાર આપણા ઉપર રાજ્ય કરેછે તે **સંપથીજ** અને ગ્રીક લોકોનું રાજ્ય રોમને તાબે ગયું તે **કુસંપથીજ**. આપણા દેશમાં કોળીલોકોમાં સંપ છે એવો કોઈપણ ગ્નાતિમાં નથી. હું તે લોકોમાં ધીરધાર કરૂંછું માટે

**સંપરામને** બે દીકરા અને **કુસંપરામને** ચાર દીકરા હતા. **સંપરામના** દીકરા કરતાં **કુસંપરામના** દીકરા ઘણા ચાલાક ને હોંશીઆર હતા; પણ તેઓનામાં કુસંપ હોવાથી તેઓ વારે ઘડીએ વઢી મરતા હતા, એટલુંજ નહિ પણ એક બીજા ઉપર દુશ્મનદાવો રાખતા હતા અને એક બીજાનું ભૂંડું ઇચ્છતા હતા. એક જણ એક કામ કરવાની શરૂઆત કરે ત્યારે બીજો આવીને તેને મૂળમાંથી તોડીપાડે. એક તાણે ગામ ભણી અને બીજો તાણે સીમ ભણી. એવી રીતે એક બીજાના ઉલટા મત હોવાથી તેઓ ધાર્યો વેપાર કરી શકતા નહોતા અને લોકો પાસેથી લે'ણું લેઈ શકતા નહોતા. તેથી બાપની મૂડીમાં વધારો કરી શક્યા નહિ પણ ઉલટો દહાડે દહાડે ઘટાડો કરવા લાગ્યા. એટલુંજ નહિ પણ મીઆરો વહેંચી લેવા ચારે જણે સરકારમાં ફરીઆદ કરી તેનો નીવેડો આવ્યો નહિ પણ હજારો રૂ-

---

અનુભવથી કહુંછું કે, દસ માણસ વચ્ચે એક રોટલો હોય તો પણ તેઓ બચકું બચકું વહેંચી ખાઇ ઓટકાર વાળી ઉઠે છે; અને તે સંબંધીની વાત કોઈ કોઈને કહેતા નથી. તે લોકોની હાલત ઘણી ખરાબ હોય છે માટે લેણદારથી છાની પાકમાંથી ચોરી કરેછે પણ પાછળથી તેઓ કોઈ વખત અંદર અંદર મારા મારી વઢેછે તો પણ તેઓ એક બીજાનો પડદો ખુલ્લો કરતા નથી. આ પ્રમાણે વસવાયાં લોકોમાં પણ સંપ હોય છેઃ તેઓ નિર્બળ છતાં પણ ગ્રાહકો પાસેથી ધાર્યા પ્રમાણે વરસુંદ લેઇ શકે છે. કારણ કે, તેઓમાં એક બીજાનું કામ નહિ કરવાનો મજબૂત બંધ હોય છે. આ પ્રમાણે જો આપણી ઉંચ જ્ઞાતિ ને ઉંચ કોમના લોકોમાં સંપ હોત તો આપણા દેશની હાલત સારી પેઠે સુધરત. પણ અફસોસ કે, કેટલાક દેશહિતેચ્છુ ભાઈઓ **પરદેશી માલ નહિ વાપરવા વિષે, બાળલગ્ન, નાતવરો, રોવા કુટવા વિગેરે ચાલ બંધ કરવા વિષે** પ્રયત્ન કરેછે પણ બીજાઓ તેઓને કાંઈ મદદ આપતા નથી. આથીજ

પીઆ ખર્ચ થઈ ગયું. આવી રીતે ઘણા વરસ સૂધી કુ-
સંપ રહેવાથી તેઓની દુકાન ખાતે વીસલાખ પૈકી માત્ર
આઠ લાખની મિલ્કત રહી. જો આ ચારે ભાઇઓમાં સંપ‡
હોત તો તેઓ એવા ચાલાક ને હોંશીઆર હતા કે આખું
ગામ એક લાકડીએ હાંકત અને મિલકતમાં ઘણો વધારો ક-
રત તથા પંચમાં પૂછાવા લાયક થઈ પડત. પણ કુસંપે
તેમના દ્રવ્યની, આબરૂની અને સુખની હાની કરી હતી.
એટલુંજ નહિ પણ કોઇ દિવસ છતે પૈસે નિરાંતે જંપીને
બેસવા પામતા નહોતા. કહેવતછે કે—" સંપ ગયો ત્યાંથી
સર્વસ્વ ગયું." વળી કહ્યુંછે કેઃ—

**દોહરો.**

**કુસંપ મુળ કંકાસનું, મુળ ભૂડીનું જાય;**
**કુળનું મુળ કાઢે કહી, દુઃખ દાવાનળ થાય. ૧**

પેલા **સંપરામના** બે દીકરા થોડું ભણેલા અને મધ્યમ
બુદ્ધિના હતા; પણ તેઓનામાં સંપ હોવાથી તેઓ ધાર્યું
કામ કરી શકતા હતા અને બાપની આજ્ઞા પ્રમાણે ચાલતા
હતા. કહ્યુંછે કે—" એક તે એકલો ને બે તે બાવીશ" એ
પ્રમાણે તે બે ભાઇઓ સંપથી બાવીશ આદમીઓનું બળ

---

આપણો દેશ આગળ સોનાના ઈંડારૂપ કહેવાતો હતો તેહાલ
એકડા વિનાના મીંડા રૂપ થઇ પડ્યો છે!! અને સ્વતંત્ર-
તાનો લ્હાવો માણુતો હતો તે હાલ આશરે એક હજાર વ-
ર્ષથી પરતંત્રતાની કેદમાં ભરાઈ પડયો છે!!!

‡ **સંપ બે તરેહનો હોય છેઃ**—એક રૂડા કામને માટે
તથા બીજો ભૂંડા કામને માટે. ભૂંડા કામને માટે સંપ ક-
રવાથી આખરે ભૂંડાંજ ફળ મળે છે. ચાર માણસો મળીને
ચોરી કરે અથવા જૂગટું રમે કે વ્યભિચાર કરે તો એવા
સંપથી શો ફાયદો? ઉલટું નુકસાન. માટે ભૂંડા કામમાં સંપ
નહિ કરવો પણ રૂડાકામને માટે સંપ કરવો. આ વારતામાં

ધરાવતા હતા. વળી પોતે ગૃહસ્થ એટલે તેમના સુખનો પારજ નહોતો. કુટુંબમાં સંપ હોવાથી આ સંપરામની સંપત્તિ તથા ઇજત દિવસે દિવસે વધતી ચાલી. અને આખા ગામમાં તેને પૂછીને કામ થતું હતું. અને તે સુખ ચેનમાં દિવસ નિર્ગમન કરતા હતા. કહ્યુંછે કેઃ—"સંપ ત્યાં જંપ" અને "સંપે સંપત્તિ સાંપડે." વળી કહ્યુંછે કેઃ—

**श्लोक.**

**अल्पा नामापि वस्तूनां संहतिः कार्य साधिका।**
**तृणैर्गुणत्व मापन्नै र्बध्यंते मत्तदंतिनः ॥१॥**
**संहतिः श्रेयसी पुंसां स्वकुलैरल्पकैरपि।**
**तुषेणापि परित्यक्ता न प्ररोहंतितंडुलाः ॥२॥**

**અર્થઃ**—નાના પણ ઘણા મળે તો તે સર્વે કામ સિદ્ધ કરેછે. જેમકે તૃણ (ઘાસ)ના ઘણા તાર મળવાથી ગાંડો હાથી બંધાય છે. વળી નાના કુળનાં માણસ સંપથી જીતી જાય છે. જો ડાંગર ઉપરનું છોતરૂં જાય તો ચોખાનો ઉગીને છોડ ન થાય. (મતલબ કે-મોટા માણસ પણ વગર સંપે ધાર્યું કામ કરી શકે નહિ.)

---

**"સંપરામે"** દેવળ પાડવા માટે સંપ કરેલો છે તે સારા કામને માટે કર્યો છે એમ હું કહેવા માગતો નથી પણ એટલું કહેવા માગુંછું કે, તેનામાં સંપ હતો તો તે પથ્થર પાસેથી પણ પૈસા લેઈ શક્યો. ખોટા કામમાં પણ વખતે **'સંપ છે તે બડી ચીજ છે'** ચાર માણસો કાંઇ ગુન્હો કરી આવે પણ તેઓનામાં સંપ હોય તો તે એકદમ ઉઘાડો પડી શકે નહિ. જ્યારે ખોટા કામમાં પણ સંપ હોવાથી આટલો ફાયદો છે ત્યારે સારા કામમાં સંપ કરવાથી કેટલો બધો ફાયદો મળે? માણસને બીજું ગમે તેટલું દુઃખ હોય પણ માત્ર જો એક સંપ હોય તો તેને સુખીઓ સમજવો.

એક દિવસ સંપરામ પોતાના ખેતરમાં વાવેતર તપાસવા ગયા. ત્યાં ખેતરની મધ્યે એક મહાદેવનું દેવળ હતું તે જોઈને તે વખત તેમને એવો વિચાર સૂઝ્યો કે, આ દેવળ ખેતરમાં ઘણી જગા રોકેછે તથા મહાદેવનાં દર્શન કરવા આવનાર માણસોનો ઘણો આવરો જાવરો હોવાથી ખેતરનો કબજો રહેતો નથી અને પાકને ઘણું નુકસાન પહોંચે છે; માટે આંહીથી દેવળ પાડીને બીજે ઠેકાણે કર્યું હોય તો સારૂં. એમ ધારી ખેતરમાં મૂકેલા રખવાળને બોલાવીને પૂછ્યું તો તેણે પણ હા કહી.

આ વાત મહાદેવ તથા પાર્વતિ અદર્શ રૂપે સાંભળતાં હતાં તેથી પાર્વતિએ મહાદેવને કહ્યું કે, મહારાજ ! આપણું દેવળ પાડી ન નાખે તેને બદલે તેને કાંઇ દ્રવ્ય આપો તો સારૂં. મહાદેવ કહે, તું જોતો ખરી ! દેવળ પાડવા એ આવે છે કે નહિ ? હજુ તો એ વાતો કરે છે. જો એઓનામાં સંપ નહિ હોય તો એમની મેળેજ પાડવાનું ના મુકરર જશે. એક હા કહેશે તો બીજો ના કહેશે. માટે જો તેઓનામાં સંપ હશે તો દેવળ પાડી શકશે; નહિ તો આશા રાખવી નહિ. માટે આપણે તેમને અત્યારથી વગર તપાસે કાંઇ આપીએ તો આપણું લૂટી પડે. માટે જ્યારે તેઓ સર્વ સંપીને ખેતરમાં આવશે, ત્યારે તેમને માગ્યા પ્રમાણે ધન આપીશું. પાર્વતિ કહે, ઠીક ત્યારે, સ્વામિનાથ! જેમ આપની મરજી.

સંપરામે ઘેર જઈને દેવળ પાડવાની વાત મોટા દીકરાને કહી ત્યારે તેણે કહ્યું કે, પિતાજી, જેમ આપની મરજી. આપ કહેશો તેમ કરવા હું કબૂલ છું. નાના દીકરાને પૂછ્યું તો તેણે પણ હા કહી, તેથી સર્વે એકત્ર થઈ મજૂરો લેઇ દેવળ પાડવા ખેતરમાં ગયા. તેમને જોઈને મહાદેવે જાણ્યું કે, મુકરર આ હવે દેવળ પાડશે. તેથી પોતે

બાવાનું રૂપ ધારણ કરી આખા શરીરે ભભૂત લગાવી એક હાથમાં કમંડળ અને બીજા હાથમાં પવનપાવડી ઝાલી તથા ખભે ઝોળી ભરવી બહાર આવીને ઉભા અને બોલ્યા કે:—**અરે! બચ્ચા! તુમ કોન હો? આ મહાદેવકા દેવાલય તુમ કાયકે બાસ્તે પાડતે હો? તુમેરે બાવાએ અસલસેં બનાયા હે સો તુમેરે પાડના મુનાસબ નહિ હે. તુમ દેવાલયકું મત છેડો; હમ તુમકું બહોત દ્રવ્ય દેંયગે!!**

એમ કહી દેવળ પાડવાનું ના કબૂલ કરાવી, એક હજાર સોના મોહોરો આપી મહાદેવજી અંતર્ધ્યાન થયા. અને સંપરામ તથા તેમના દીકરા ધન લેઇ દેવળ પાડ્યા વગર ઘેર ગયા.

## (च) *કુસંપ.

સંપરામને દ્રવ્ય મળ્યાની વાત પેલા કુસંપરામના જાણવામાં આવ્યાથી તેણે પણ તે દેવળ પાડવાનો વિચાર કર્યો—ખેતરમાં જઈને પ્રથમ પોતાના રખવાળને પૂછયું તો

---

*નળરાજા અને દમયંતીની કેડે કળિયુગ પડયો હતો એ વાત સહુના જાણવામાં છે. એવી હકીકત અલંકારમાં લખેલી છે તેનો ભાવાર્થ એ છે કે, તેઓની પાછળ કુસંપ રૂપી કળિયુગ પડયો હતો તેથી તેઓ એક બીજાનો વિશ્વાસ રાખતાં નહોતાં અને એક બીજા ઉપર દ્વેષભાવ રાખતાં હતાં. પછી છેલ્લી વારે નળરાજાએ કળિયુગ સાથે યુદ્ધ કર્યું અને તેનો પરાજય કર્યો એવું જે લખેલું છે તેનો ભાવાર્થ એવો છે કે, નળરાજાને છેલ્લી વારે અનુભવ થયો ત્યારે વિચાર કર્યો કે, આ કુસંપરૂપી કળિયુગે વિયોગ પડાવ્યો અને દુઃખ દીધું એમ ધારી તેનો નાશ કર્યો. હે! જગતકર્ત્તા! અમારા દેશીભાઈઓ ક્યારે નળરાજાની પેઠે કળિયુગની સાથે યુદ્ધ કરશે?!!

તેણે કહ્યું કે, શેઠજી, ગાંડાબાંડા થયા કે શું ? દેવળ તે પડાતું હશે ? આ વાત પણ ઈશ્વર પાર્વતિ અદર્શ રૂપે સાંભળતાં હતાં તેથી પાર્વતિએ મહાદેવને કહ્યું કે, મહારાજ! આ વળી બીજી લપ જાગી ! કાલે પેલાને દ્રવ્ય આપ્યું એટલે આને પણ લાલચ લાગી. મહાદેવ કહે—તું ફિકર રાખીશ નહિ. આનામાં તો સંપ જણાતો નથી. કારણ કે "લશ્કરકા ભેદ પાયા કે આગુંસે ગદ્ધા આયા" એ કહેવત પ્રમાણે પ્રથમતો એનો ચાકરજ તેની વાત કબૂલ કરતો નથી તો બીજાઓ કબૂલ કરે એમ સંભવતું નથી.

કુસંપરામે ઘેર આવીને સહુથી મોટા દીકરાને દેવળ પાડવાનું કહ્યું તો તેણે જવાબ આપ્યો કે, "હવે ઘરડા થયા એટલે ગત (બુદ્ધિ) ગઈ. દેવળ તે પડાતું હશે ? તે આપણી પાસે શું ખાવા માગે છે ? અમારે તો પાડવું નથી. તમારે પાડવું હોય તો જાઓ તમે એકલા." આ પછી બીજા દીકરાને પૂછ્યું તો તેણે કહ્યું કેઃ—"વિનાશ કાળે વિપરીત બુદ્ધિ–હવે ડોસાને મરણ નજીક આવ્યું છે તેથી આવી ખોટી બુદ્ધિ સૂઝે છે. કોઈ દેવળ કરાવે છે અને તમે પાડવા ઉભા થયા છો. માટે તમારા જેવું મૂર્ખ કોણ હોય ?" ત્રીજો તો ગાળો ભાંડવાજ મંડી ગયો અને ચોથો તો ત્યાંથી પોબારાજ ગણી ગયો ! ઘરમાં બાઈડી તો કકળાટ કકરવા મંડી; ને કહે કે—"મારો રોયો ટૈડો ! મરવાનો થયો છે એટલે અંત્યો થયો છે ! પોતે પડવાનો (મરવાનો) થયો છે એટલે દેવળને પણ પાડવાનું ઈચ્છેછે !" મોભણ વહુતો ઘેરઘેર અને ઉંબરે ઉંબરે કહેતી ફરી કેઃ—"બાઈ, અમારો સસરો તો ગાંડો થયો છે તે મહાદેવનું દેવળ પાડેછો"

આવી રીતે કુસંપરામને તો સર્વે કુટુંબે કરવરૂ કરવા માંડયું તેથી તે બિચારો બોલ્યા ચાલ્યા વગર છાનો માનો

એકલો મજૂરો લેઇને દેવળ પાડવા ખેતરમાં ગયો. આ વાત મોટા દીકરાએ સાંભળી તેથી તે તેને ખાળવા વાંસે ગયો.

દૂરથી માણસોને આવતાં દેખી પાર્વતિએ મહાદેવને કહ્યું કે;—મહારાજ, આતો દેવળ પાડવાને હથીઆરો લેઇને આવ્યા. મહાદેવ કહે,–તું બીશ નહિ. એના દીકરા સાથે આવ્યા નથી માટે તેઓનામાં સંપ નથી. તો તેઓ પાડી શકવાના નથી. એટલામાં મોટો દીકરો આવ્યો તેણે મજૂરોને કહ્યું કે ડોસા તો ગાંડા થયા છે માટે તમે તમારા ઠેકાણે જતા રહો. આથી મજુરો સર્વે જતા રહ્યા અને કુસંપરામ બિચારો થાકીને ઘેર આવ્યો.

આવી રીતે કુટુંબમાં કુસંપ હોવાથી કુસંપરામનું ધાર્યું થતું નહિ. પોતે બુદ્ધિશાળી હતા પણ તેમની બુદ્ધિ પ્રમાણે છોકરાઓ ચાલતા નહિ તેથી તે બહુ દીલગીર રહેતા હતા.

એક દિવસ તે માંદા પડ્યા ત્યારે તેમણે વિચાર્યું કે—મારી હવે અવસ્થા (ઘડપણ) પહોંચી છે માટે કદાપિ મરી જઇશ તો છોકરાઓ પાછળ વઢી મરશે અને મિલ્કત વિફરાઈ જશે તેથી તે બહુ દુઃખી થશે માટે છોકરાઓ પાસેથી કુટુંબમાં સંપ રાખવાનું વચન લેઉં અને મઝીઆરાની વહેંચણ મારે હાથે કરી આપું તો ઠીક; એમ વિચારી માટીની ચાર કુલડીઓ મંગાવી છોકરાઓના છાની નીચે પ્રમાણે ગોઠવણ કરી:—

**૧ એક કુલડીમાં માટી નાખી તેમાં સહુથી મોટા દીકરાના નામની ચીઠ્ઠી મૂકી.**

**૨ બીજીમાં કાગળના કડકા નાખી તેમાં બીજા નંબરના દીકરાના નામની ચીઠ્ઠી મૂકી.**

**૩ ત્રીજીમાં વાળ નાખી તેમાં ત્રીજા નંબરના દીકરાના નામની ચીઠ્ઠી મૂકી.**

**૪ ચોથીમાં એક પાઇ નાખી તેમાં સહુથી નાના દીકરાના નામની ચીઠ્ઠી મૂકી.**

એ ચારે કુલડીઓનાં મોં બંધ કરી તેને પોતાના ખાટલાના એકેક પાયા નીચે એકેકી દાટી. પછી મરતી વખતે છોકરાઓને બોલાવીને કહ્યું કે—દીકરાઓ! હું હવે આ ફાની દુનીઆનો ત્યાગ કરી જાઊંછું. મારે ને તમારે ઘણો ગાઢો સંબંધછે માટે તમે મને છેલ્લા વારની એક બક્ષિસ કરશો? દીકરાઓએ હાથ જોડીને કહ્યું કે, પિતાજી, જે માગો તે આપીએ. ત્યારે ડોસાએ તે દરેકનું વચન લીધું. આ વચચનમાં ડોસાએ "સંપ" માગી લીધો. પણ આથી છોકરાઓ સંપ રાખશે એવી ડોસાની ખાતરી નહિ થવાથી નીચે પ્રમાણે પ્રયોગ કરી બતાવ્યો.—

એક સૂતરની ફાળકી મંગાવી દરેક છોકરાને કહ્યુંકે, તમે આ હાથે વતી તોડો. તો તે કોઇથી તૂટી નહિ તેથી દરેક તાર છુટો પાડી તોડવાનું કહ્યું તો તે ઝટ તૂટવા માંડ્યા તેથી ડોસાએ કહ્યું કે–દીકરાઓ! તમે આ તારની પેઠે હળીમળીને રહેશો તો તમને કોઈ જીતી શકશે નહિ. આ પ્રમાણે પોતાના વચનથી તથા ડોસાના પ્રયોગથી છોકરાઓએ કુટુંબમાં સંપ રાખવાનું સોગન ખાઈને કબૂલ કર્યું. વળી ડોસાએ બીજાું એ માગી લીધું કે, આ મારા ખાટલાના પાયા નીચે દ્રવ્ય દાટયું છે તેમાં વહેંચણ કરી અંદર નામની ચીઠ્ઠીઓ મૂકી છે તે પ્રમાણે તમારે દ્રવ્ય લેવું તે પણ દીકરાઓએ સોગન ખાઈ કબૂલ કર્યું.

કેટલાક દિવસ વ્યતિત થયા પછી ડોસા મરણ પામ્યા. છોકરાઓ પાછળથી બાપના કહેવા પ્રમાણે વર્તવા લાગ્યા તેથી તેમનામાં થોડે થોડે કુસંપ મટી સંપ થવા લાગ્યો અને તેથી બાપનું ખરચ પાણી સારી રીતે કરી સુજશ લીધો.

પછી કેટલેક દિવસે પેલા ખાટલાના ચાર પાયા નીચે સર્વ ભાઈઓએ મળીને ખોદી જોયું તો તેમાંથી માટીની ચાર કુલડીઓ નીકળી. તેમાં એકમાં માટી, બીજીમાં કાગળના કટકા, ત્રીજીમાં વાળ અને ચોથીમાં એક પાઈ મૂકેલી જોઈ દીકરાઓ વિસ્મિત થયા કે આ શું ? આટલું બધું દ્રવ્ય મૂકીને ડોસાએ આવી નિર્માલ્ય વસ્તુઓ ઘાલી, માટે તેમાં કાંઇ મર્મ રહેલો હશે. એમ ધારી કોઇ તિક્ષણ બુદ્ધિ વાળા માણસને બોલાવી તેનો ખુલાસો પૂછ્યો તો તેણે નીચે પ્રમાણે ખુલાસો આપ્યો.—

**૧ મોટા દીકરાના નામની ચીઠી વાળી કુલડીમાં માટી છે માટે તે વાડી-વજીફો, ખેતર-પાધર, અને ઘર-દુકાન વીગરે સ્થાવર મિલ્કત લે.**

**૨ બીજા નંબરના દીકરાના નામ વાળી કુલડીમાં કાગળના કટકા છે માટે તે કાગળ ઉપર ચઢેલું એટલે લે'ણું દેણું લે.**

**૩ ત્રીજા નંબરના દીકરાના નામ વાળી કુલડીમાં વાળ છે માટે તે ઢોરઢાંખર ( ઘોડા, ગાડી વીગરે વાહન સુદ્ધાં ) લે.**

**૪ ચોથા નંબરના દીકરાના નામ વાળી કુલડીમાં પાઈ છે માટે તે રોકડ નાણું અને ઘરેણું ગાંઠું લે.**

આ પ્રમાણે છોકરાઓએ પોતાના મઝીઆરાની વહેંચણ કરી લીધી. તેમાં કોઈને નુકસાન થાય તેવું નહોતું. કારણકે બધી થઈને ડોસાને આઠ લાખની મિલ્કત હતી તેથી દરેક ભાગમાં બબ્બે લાખની મિલ્કત આવી રહે એવી ડોસાએ પ્રથમથીજ ગોઠવણ કરી રાખેલી હતી. વળી એ વહેંચણ કરવામાં ડોસાએ એવી ચાતુરી વાપરી હતી કે ત્રીજા અને ચોથા નંબરના દીકરા નાના અને વેપારમાં અણમાહીત·

ગાર હતા માટે તેમને તાજી મિલ્કત આપી. અને મોટા બે ઉમરલાયક અને વેપારમાં માહીતગાર હતા તેથી તેમને સ્થાવર મિલ્કત અને ઉઘરાણી આપી.

મઝીઆરો વહેંચી લેવાથી ચારે ભાઈઓને રળવાની ચીવટ પેઠી તેથી તથા તેઓમાં સંપ થવાથીતેઓએ બાપના કરતાં મિલ્કત તથા આબરૂ વધારી; અને સુખમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા.

### હિતશિક્ષા.

**સંપત્તિ કરતાં સંપ વધેછે, સંપ તિહાં બહુ જંપજી;**
**સંપત્તિ થકી સૂખ ન દીઠું, રાજ્યકર્ત્તામાં અજંપ.**
**સુણજો સરવેજી. ૩**



## (૪) *ક્રોધરુપી †ચંડાળ.

### ( જટાશંકર પંડિતની વાત. )

જટાશંકર કરીને એક બ્રાહ્મણ હતો. તેણે કેટલાંએક

* ક્રોધ એ શબ્દ સંસ્કૃત क्रुध् ( એટલે ગુસ્સે થવું )ઉપરથી નીકળ્યો છે. જેમ પરમેશ્વરની દરેક બક્ષિસ ઉપયોગી છે તેમજ ક્રોધ પણ છે. જે કાંઇ ખોટું ને દુઃખદાયક હોય તેને અટકાવવા સારૂ તે આપેલો છે. પણ દરેક ચીજને વાપરવાના બે રસ્તા છે; સારો અને માઠો. જો કે યોગ્ય પ્રસંગે ગુસ્સે થવું વ્યાજબી છે તો પણ તેને હદમાં રાખવો જોઇએ, અને તેથી અવિચારી કામ ન કરવાં જોઇએ. ક્રોધ એ એક ઘોડારૂપ છે, તેને જ્યાં સૂધી અક્કલરૂપી લગામમાં રાખ્યો હોય ત્યાં સૂધી તે પોતાના ધણીની એટલે માણસની સેવા બજાવે છે; પણ જ્યારે તેની લગામ હાથમાંથી નીકળી જાયછે ત્યારે સ્વારને જમીનપર નાખી દેછે

વરસ કાશીમાં રહીને વિદ્યાભ્યાસ કર્યો હતો તેથી તે પંડિતમાં ગણાતો હતો; પણ તેનામાં ક્રોધ એ મોટો દુર્ગુણ હોવાથી તેને બીજા વિદ્વાનોની પેઠે માન્ય મળતું નહિ. વળી આ ક્રોધરૂપી ‡ભૂત તેના શરીરમાં વારંવાર ભરાઈ આવવાથી તેને ઘણું નુકસાન થતું હતું. અને દુઃખ વેઠવું પડતું હતું. કહ્યુંછે કેઃ—

## श्लोक.

**ईर्ष्यी घृणीत्व संतुष्टः क्रोधनो नित्य शांकितः।**
**परभाग्योप जीवीच षडेते दुःख भागिनः॥१॥**

---

અને ગમે ત્યાં દોડી જાય છે માટે તેની લગામ બરોબર ઝાલી રાખવી. જ્યારે માણસમાં અતિશય ક્રોધ ભરાયછે ત્યારે તે ગાંડો બની જાય છે. ઇંગ્રેજીમાં એક કહેવતછે કે–Anger is a short madness એટલે "ગુસ્સો એ થોડી મુદતની ગાંડાઇ છે." સંસ્કૃતમાં **षड्रिपु** એટલે માણસના ૭ મોટા શત્રુ કહેછે તેમાંનો આ એકછે. એ પિત્તામાંથી ઉત્પન્ન થાય છે માટે કોઈને ક્રોધ ઘણો ચઢે છે ત્યારે કહેછે કે, "**એનો પીત્તો ઉછળી આવ્યોછે**" એ ક્રોધાગ્નિ પ્રગટ થાય ત્યારે તે બુઝાવવા સમતારૂપી જળ સીંચવું.

†એક પંથમાં એવો ચાલ છે કે, જે સાધુમાં ક્રોધે પ્રવેશ કર્યો હોય તેને ઠંડા પાણીથી ખૂબ નવરાવે છે, અને કહે છે કે "**ક્રોધ ચંડાળ છે.**" માટે તમે અભડાયા માટે નહાઇ લ્યો. એ નવરાવ્યાની મૂળ મતલબ એ છે કે મગજ ગરમ થયું હોય તે ઠંડું પડે.

‡જેમ કોઇ માણસના શરીરમાં ભૂતનો વહેમ પેઠો હોય ત્યારે તે ગમેતેમ બકે છે તેમ જેના શરીરમાં ક્રોધ પેઠો તેપણ ગમેતેમ બકેછે.

**અર્થ**—ઈર્ષાવાળો, બીજાનો વાંક કાઢનાર, અસંતોષી, ક્રોધી, બીધેલો (જેને સંસય ઉપજેલો તે) અને પરના ભાગ્યથી જીવનારો (પર અન્નનું જમનારો) એ છએ દુઃખ ભોગવનાર હોય.

એક દિવસે તે પ્રાતઃકાળમાં સ્નાન કરી, પિતાંબર પહેરી, ગળામાં સુગંધીદાર પુષ્પોના હાર નાખી, એક હાથમાં માંજેલો લોટો, ચંદન, આચમની અને બીજા હાથમાં ગૌમુખી તથા આસન લેઈ મહાદેવની પૂજા કરવા સારૂ જાયછે; તેવામાં તેણે આઘેથી એક ચંડાળણી સામી આવતી દીઠી. આ ચંડાળણી હાથમાં સાવરણી ને માથે ટોપલી મૂકી જાજરૂ વાળવા સારૂ જતી હતી. તેને દૂરથી દેખીને આ વિપ્રે છિટ! છિટ! કરવા માંડયું; પણ ચંડાળણી ઘણી દૂર હોવાથી કાંઈ સમજી નહિ તેથી તે ઉભી નહિ રહેતાં ચાલી આવેછે. આથી વિપ્રે ક્રોધાયમાન થઈ, લાલનેત્ર કરી, કપાળની ત્રણ લીટીઓ ચડાવી, તેને ગાળો ભાંડવા માંડી; અને હાથમાં જે આવ્યું તે લેઈને તેના ઉપર છૂટું ફેંકવા માંડયું. પણ આથી ચંડાળણીએ નહિ બીતાં, (પોતાની પાસેની ટોપલી વડે પોતાનો બચાવ કરતી) એકદમ આવી વિપ્રના પિતાંબરનો છેડો ઝાલ્યો. વિપ્ર ઘણી તાણખેંચ કરે પણ મૂકે નહિ. આતો એક મોટું જોવા જેવું ફારસ થયું. જ્યાં વિપ્ર ચાલ્યો જાય ત્યાં ચંડાળણી પણ વાંસે ચાલી જાય. જેમ વરકન્યા પરણી ઉઠયા પછી તેઓના છેડા ગાંઠવાથી વર પાછળ કન્યા ચાલી જાય છે, તેમ આ વિપ્ર પાછળ ચંડાળણી પણ ચાલી જાયછે. આ તમાસો જોવા સારૂ લોકોની ઠઠેઠઠ વાંસે ભેળી થઈ ચાલી જાય છે; અને છોકરાંઓ મહુડી! મહુડી! અને હુરે! હુરે! બોલ્યાં કરેછે તથા કાંકરીચાળો પણ કરે છે. આ વિપ્ર અને ચંડાળણીનું વરકન્યા જોડું જોવા કોણ ન મળે!!!

લોકો ચંડાળણીને વિપ્રને બાઝી પડવાનું કરાણ પૂછેછે તો તે "મારા સ્વામિ છે" એટલુંજ તેના જવાબમાં કહે છે; બીજું કાંઈ બોલતી નથી. વિપ્રને લોકો પૂછેછે તો તે લાલચોળ આંખો કરી ગાળો ભાંડતો જાયછે અને કહેતો જાયછે કે-"આ રાંડ લુચ્ચી મને પૂજા કરવા જતાં બાઝી પડીછે" આ તકરારની દરબારમાં ખબર પડવાથી રાજાએ બંનેને સિપાઇ પાસે કચેરીમાં પકડી મંગાવ્યાં.

જેમ કોઇ હોંશીઆર મદારીએ ખેલ માંડયો હોય, તે જોવા સારૂ લોકો ભેળા થાય તે પ્રમાણે આ મફતીઓ ખેલ જોવા સારૂ હજારો લોકોની મેદની રાજદરબારમાં ભરાવા માંડી. ગરીબગરબાં મજૂરી છોડી, વેપારીઓ દુકાનો અટકાવી આ તમાસો જોવા સારૂ આવવા લાગ્યા. અમીર ઉમરાવો પણ વાહને બેશી આવવા લાગ્યા. આથી રાજદરબારમાં બેસવાની એક તલપૂર પણ જગો ખાલી મળે નહિ. ખરેખર આ તમાસો જોવાલાયક હતો ભરાયેલા લોકોને આ ખેલ જોવાની એટલી બધી અપેક્ષા હતી કે, કદાપિ રાજદરબારમાં બેસનાર માણસની માણસ દીઠ એકેક રૂપીઓ ફી લે તો પણ ત્યાંથી માણસનું એક રૂંચકું પણ ખસે તેમ નહોતું !!

રાજાએ એ બંને જણને કચેરીમાં બોલાવી તપાસ કરવા માંડયો. ચંડાળણીને રાજા કહે કે તું વિપ્રને છોડી દે; ત્યારે ચંડાળણી કહે કે-સાહેબ, "એ મારા સ્વામિ છે" માટે નહિ છોડું; મારો બ્યાજબી ઇનસાફ થશે તો છોડીશ. ચંડાળણીનું આવું વચન સાંભળી રાજાએ વિપ્રને કહ્યું કે, મહારાજ ! તમે વિદ્વાનમાં ગણાઓ છો અને પંચમાં પૂછાવા લાયક છો છતાં તમારી આ અવસ્થા તેનું શું કારણ? રાજાનું આવું વચન સાંભળી વિપ્ર ઘણો શરમિંદો અને ગરગળો થઈ ગયો, અને આંખો નીચી ઢાળી નીચું જોયું.

આ વખત વિપ્રનાં નેણ ક્રોધથી રાતાં હતાં તે મટી શોક ભરેલાં દેખાયાં તેથી વિપ્રનો ક્રોધ ઉતર્યો જાણી ચંડાળણીએ તેનો છેડો છોડી દેઈ ચાલવા માંડયું. આથી રાજા કહે- અરે ! લુચ્ચી ! ઉભી રહે ! તેં શા કારણથી આ પંડિત બ્રાહ્મણની લાજ લીધી તે કહે; નહિ તો તને આજને આજ ગરદન મારવામાં આવશે. ચંડાળણી આથી નહિ બીતાં નીચે પ્રમાણે મોટા સાદથી બોલવા લાગી.

"સાહેબ ! હું આજ પ્રભાતમાં હાથમાં સાવરણી ને માથે ટોપલી મૂકી બજાર વાળવા સારૂ જતી હતી, તેવામાં આ જટાશંકર મહારાજ સ્નાન કરી, હાથમાં પૂજાપાનો સામન લેઈ દેવપૂજા કરવા જતાં મને સામા મળ્યા. તેમણે મને દૂરથી આવતી દેખી એકદમ મારા ઉપર ક્રોધાયમાન થઈ લાલ નેત્ર કરી હાથમાં જે આવ્યું તે લેઇ છૂટું ફેંકવા માં- ડયું પણ આ મારી ટોપલીરૂપી ઢાલ-આડી ધરવાથી મ- ને વાગ્યું નહિ. આ વખત તેમના શરીરમાં ક્રોધરૂપી ચં- ડાળ ભરાયો હતો અને હું જાતે ચંડાળણી માટે તે મારા સ્વામિ ખરા કે નહિ સાહેબ ? ! ! (આવું ચંડાળણીનું બો- લવું સાંભળી સર્વે સમાજ ખડખડ હસવા લાગ્યો) આપે અમને બંને જણને કચેરીમાં આણી મંગાવ્યાં ત્યાં સુધી તેમનામાંથી ક્રોધ ખસ્યો નહોતો માટે હું પણ તેમનાથી ખશી નહોતી; પણ જ્યારે આપે તેમને ઠપકો દેવા માંડયો ત્યારે તે બહુ શરમિંદા થયા. તે વખત તેમની આંખમાંથી લાલાશ મટી; અને આંખો ઢાળી નીચું જોયું એટલે મેં ક્રોધ ખસ્યો દીઠો તેથી હું પણ તેમનો છેડો મૂકી દેઇ આ- ઘી ખશી. મારો પતિ ક્રોધરૂપી ચંડાળ ખસ્યો એટલે મા- રે પણ ખસ્યા વગર છૂટકો નહિ ! ! કેમ, સાહેબ ! આ- મારૂં કહેવું ખરૂં છે કે ખોટું ?"

**રાજા**—ચંડાળણી ! તારૂં કહેવું સત્યછે. અને તું બુદ્ધિશાળી છે માટે તને કાંઈ બક્ષિસ ઘટેછે પણ તેં એ પંડિત વિપ્રનું આટલું બધું અપમાન કર્યું તેનું કારણ શું તે કહે.

**ચંડાળણી**—સાંભળો સાહેબઃ—એ વિપ્ર વિદ્વાન છતાં †ઘણા ક્રોધી છે તેથી તેમનાથી કોઈ કોઈ વખત ઘણાંજ માઠાં કામ બને છે. એક વખત તેમણે તેમની સ્ત્રીને કૂવામાં ફાંસી હતી પણ તે સારા ભાગ્યે બચી હતી. વળી એક વખત પોતે ગળાફાંસો ખાતા હતા પણ કોઇએ બચાવ્યા હતા. હું એમને ઘેર દરરોજ જાજરૂ વાળવા સારૂ જાઉંછું તેથી ઘણી વખત એમના ક્રોધથી થતી ફજેતીના ફાળકા જોઉંછું માટે મેં એમના ભલાને સારૂજ આ ઉપાય યોજ્યો છે. આટલી ફજેતીથી તે ક્રોધ તજે તો સારૂં નહિ તો તેમના કોઈ વખત બૂરા હાલ થશે. પણ ખરી દવા કર્યા સિવાય તેમનાથી ક્રોધાગ્નિની ઝાળ ઓલવાય તેમ મને લાગતું નથી.

**રાજા**—ચંડાળણી ! ક્રોધની દવા હશે ખરી કે ?

**ચંડાળણી**—હા સાહેબ; આપણા શહેરના ગોરજી **જ્ઞાનવિજય** અને વૈદ્ય **બુદ્ધિસાગર** તેની દવા* સારી જાણેછે.

---

† કેટલાએક માણસ એવા ક્રોધી હોય છે કે, માર્ગમાં જતાં કાંટો વાગ્યો હોય તો તેના ઉપર ક્રોધાયમાન થઇ તેને કરડી ખાય છે અથવા બાળી મૂકેછે. આહાહા ! ! કેવો ક્રોધરૂપી કાંટો તેના હૃદયમાં ઉંડો ભોંકાએલો છે ! ! !

*સોક્રેટીસ નામે એક યુનાની પંડિત હતો. તેની પ્રકૃતિ જન્મથી ક્રોધી છતાં તેણે ક્રોધને વશ્ય રાખવાનો ઇલાજ કર્યો હતો. તે એવી રીતે કે, તેણે તેના મિત્રોને કહી મૂકયું હતું કે—"મને જ્યારે ગુસ્સે થતાં દેખો ત્યારે તરત ચેતવજો." જેવા તેઓ તેને ચેતવણી આપે તેવોજ તે ચૂપ થઈ જતો હતો. ઝાન્ટીપી કરીને તેને એક મહા ક્રોધીને ખરાબ સ્ત્રી હતી. તેણે એક વખત સોક્રેટીસનો ઉ-

રાજાએ ચંડાળણીના કહેવા પ્રમાણે એ બંને જણને કચેરીમાં બોલાવ્યા અને કહ્યું કે, આપણા આ પંડિત જટાશંકર મહારાજને ક્રોધનું ઓસડ આપો. રાજાના કહેવાથી ગોરજીએ તેને એક જડીબુટ્ટી (લાકડું) આપીને કહ્યું કે, જ્યારે ક્રોધથી તકરાર ઉભી થાય ત્યારે અથવા કોઈ કારણથી ક્રોધ ઉત્પન્ન થવા આવે ત્યારે એ ચૂસવી. અને વૈદ્યે એક જાતની એવી સ્વાદિષ્ટ ગોળીઓ આપી કે, તે પા કલાક સૂધી પણ પીંગળે નહિ. આ ગોળીઓમાંથી એક ગોળી તેવી વખતે મૂખમાં રાખવી. કદાપિ ગોળીઓ થઈ રહે તો હાથનો અંગુઠો ચૂસવો એટલે ક્રોધ ચઢશે નહિ. કદાપિ ક્રોધ ચઢવાની અગાઉથી ખબર ન પડે તો તેણે પોતાના માણસોને તથા મિત્રોને કહી મૂકવું કે તેવી વખતે તે ચેતવણી આપે. આ પછી જ્ઞાનવિજય ગોરજી, સર્વેને બોધ આપવા સારૂ નીચે પ્રમાણે બે શ્લોક બોલ્યા.—

## श्लोक.

**षड्दोषा पुरुषेणेह हातव्या भूतिमिच्छता ।**
**निंद्रा तंद्रा भयंक्रोध आलस्यं दीर्घसूत्रता ॥१॥**

**અર્થ**:—નિંદ્રા, સુસ્તાઈ, ભય, ક્રોધ, આળસ અને કામ મુલ્તવી રાખવાની ટેવ, એ છ વાનાં જો ધનની ઈચ્છા રાખતા હો તો તજવાં.

---

ગલો કાડી નાખ્યો તોપણ તે બોલ્યો નહિ આથી સ્ત્રીએ ચીડાઈને તેને માર માર્યો તોપણ તે બોલ્યો નહિ; આથી વળી વધારે ચીડાઇને તેના ઉપર ગંદું પાણી રેડયું ત્યારે તે હસ્યો અને માત્ર એટલુંજ બોલ્યો કે, મારા ઉપર આટલી બધી ગર્જના થઈ ત્યારે એક ઝાપટું (વર્ષાદનું) પડવું જોઈતું હતું ખરૂં ! ! ! (શાળોપયોગી નીતિ ગ્રંથ)

**श्लोक.**

**क्रोधः मूल मनर्थानां क्रोधः संसार वर्द्धनं ।**
**धर्म क्षय करं क्रोधं तस्मात् क्रोधः विवर्जयेत् ॥१॥**

**અર્થઃ**—ક્રોધ અનર્થનું મૂળ છે, સંસાર વધારનાર છે અને ધર્મ ક્ષય કરેછે માટે ક્રોધને તજવો.

ચંડાળણીમાં આવી બુદ્ધિ જોઈ રાજાએ તેને ઘણું દ્રવ્ય આપ્યું અને તેને ખાતાં ખૂટે તો રાજાબીજું આપે એવો લેખ કરી આપ્યો અને તેને હવેથી ચંડાળનું કામ કરવા જવાનું બંધ કર્યું. પેલા ગોરજી તથા વૈદ્યને પણ રાજાએ બુદ્ધિશાળી જાણી શિરપાવ આપ્યો. પછી ભરાએલો સમાજ વિસર્જન થયો.

જટાશંકર મહારાજે આપેલી ગોળીઓનો તથા જડીબુટ્ટીનો ઉપયોગ કર્યો તો તેથી તેનો ક્રોધ સમ્યો અને ત્યારથી ક્રોધી મટી શાન્તગુણી થયો; તેથી તેની વિદ્યા પ્રદિપ્ત થવા લાગી અને પંચમાં પૂછાવા લાગ્યો અને ક્રોધથી થતાં નુકસાનો અટકી ફાયદા થવા લાગ્યા અને આબરૂ પણ વધવા લાગી.

**હિતશિક્ષા.**

**ક્રોધ તણાં ફળ કડવાં રે કહીએ, રસ હળાહળ વીષજી;**
**સકળ સદ્ગુણને તેહ અભડાવે, છે *ચંડાળ અધીશ.**
**સુણજો સરવેજી. ૧**

---

# (૫) अभिमान रुपी मदोन्मत्त हाथी.†

## ( માનચંદ શેઠની વાત. )

અંધપુર કરીને એક નાનું ગામ હતું. ત્યાં શૂરચંદ

---

* ચંડાળનો રાજા.

† કેટલાક હલકા માણસોનો ઉદય થાય છે તેવારે તે-

કરીને એક વાણીઓ રહેતો હતો. તે ઘણો શૂરવીર પણ ઘરનો છેક ખાલી હતો. તેને **માનચંદ** કરીને એક દીકરો હતો. તે સ્વભાવે બહુ માની (અભિમાની) હતો. તેને તેના બાપે કોઈ શહેરમાં મોકલીને સારીપેઠે લખી વાંચી જાણે એટલો વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. આથી માનચંદ, માનમાંને માનમાં છેક ભાગી પડતો હતો! કહ્યું છે કે—"મૂળ મિયાં ગાંડા અને વળી ભાંગ પીધી" એ કહેવત પ્રમાણે મૂળ તો માનચંદભાઇ સ્વભાવે અભિમાની હતા અને વળી થોડી ઘણી વિદ્યા ભણ્યા એટલે તો પછી કહેવુંજ શું? ગામમાં કોઈ માનચંદની બરોબરી કરે એટલું ભણેલું નહિ એટલે આ ભાઈ તો મોટા પંડિતની બરોબરીમાં ગણાવા પ્રયત્ન કરવા લાગ્યા. અને આખરે પંડિત પણ ગણાયા. કહેવત છે કેઃ—"આંધળામાં કાણો રાજિયો" વળી કહ્યું છે કેઃ—

**શ્લોક**

**यत्रविद्वजनो नास्ति श्लाघ्यस्त त्राल्पधीरापि ।**
**निरस्त पादपेदेशे एरंडोपि द्रुमायते ॥१॥**

---

એને અભિમાનરૂપી દુર્ગુણ ઉપજેછે. અને આખરે ખરાબખસ્ત થાય છે. અભિમાન આટલાથી ઉપજે છેઃ—

**શ્લોક.**

**ज्ञाने दाने बळे धर्मे रूपेऽर्थे शत्रु मर्दने ।**
**समारंभे भवेद्यस्या भिमान मष्ट धाम तम् ॥१॥**

**અર્થઃ**—જ્ઞાન, દાન, બળ, ધર્મ, રૂપ, ધન, શત્રુજય અને સમારંભ એ આઠથી અભિમાન ઉપજેછે. જેઓએ અભિમાન કર્યુંછે તેઓ ખરાબ થયાછે. જેમકે—૧ જ્ઞાન એટલે વિદ્યાના અભિમાનથી કુમુદચંદ્રાદિક પંડિતો પણ હાર્યા છે. ૨ દાનના અભિમાનથી બળી રાજાએ રાજ્ય છોડયું છે. ૩ બળના અભિમાનથી બાણાસુર મરાયો છે. ૪ ધર્મના અભિમાનથી જોદ્ધા મરાયા છે. ૫ રૂપના અભિમાનથી ઘણી સ્ત્રીઓનું હરણ થયુંછે.

**અર્થ**:—જ્યાં વિદ્વાન માણુસ હોય નહિ ત્યાં અલ્પબુદ્ધિ વાળો વખણાય છે. જેમ, ઝાડ વગરના દેશમાં એરંડો ઝાડ ગણાય તેમ.

માનચંદ પચીશ વરસનો થયો ત્યારે તેના પિતા મરણ પામ્યા. પછી કેટલેક વરસે દશાચક્રના અતિક્રમણે કરી તેની સ્થિતિમાં ફેરફાર થયો. તે એટલે સુધી કે પાસે પચીશ હજારની મૂડી થઇ. કહ્યું છે કે "અસ્તોદય સ્વભાવિક છે." વળી કહ્યું છે કેઃ—

**દોહરો.**

**"ઉગ્રકાળ વિક્રાળની, પાંખ ઉદય ને અસ્ત;**
**નિશ્ચય તેની છાંયમાં, આવે વસ્તુ સમસ્ત. ૧"**

માનચંદે "પંડિતની" પદવી મેળવી હતી અને હવે "શે-

---

૬ ધનના અભિમાનથી નંદની લક્ષ્મી સમુદ્રમાં ગઇ છે ૭ શત્રુજયના અભિમાનથી જરાસંધ શત્રુના હાથ ચીરાયો છે. ૮ સમારંભથી પણ ઘણા મરાયા છે. અભિમાનીનો ઉદ્દગાર સાંભળીને સાંભળનારના મનમાં દ્વેષનો પ્રવેશ થાયછે પછી તેનું અભિમાન ઉતારવાનો ઉપાય કરે છે માટે પંડિતો કહે છે કે અભિમાન ન કરશો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**मर्द्दय मान मतंगजदर्प। विनय शरीर विनाश न सर्प ॥**
**क्षीणोदर्पाद्दश वदनोपि। यस्य न तुल्यो भुवने कोपि॥१।**

**અર્થ**:—વિનય રૂપી શરીરનો વિનાશ કરનારા સર્પ જેવો અભિમાનરૂપી મદોન્મત્ત હાથી છે તેને તું તોડ. આ ભુવનમાં જેના જેવો બીજો નહતો એવો રાવણ પણ અભિમાનથીજ મુઓ છે.

ઠની" પદવી મેળવી એટલે પછી કાંઇ મણા રહી ! મૂળ-માંતો ઘરમાં ખાવા હતું નહિ અને હવે તો ગૃહસ્થમાં ગ**ણાયા** એટલે તો પછી ખૂબ અભિમાનમાં **તણાયા** ! ! કહેવત છે કે–"હશો તેનું જશો† નહિ અને જશો તેનું થશો નહિ." તેનું કારણ એ કે, જેની પાસે પૈસો હોય છે તે જાય છે ત્યારે તેને બહુ દીલગીરી થાય છે અને જેને નથી અને થાય છે તેને બહુ અભિમાન થાય છે. માનચંદ શેઠ, મૂળ તો અભિમાની હતા વળી વિદ્યાનું અભિમાન થયું હતું અને હવે વળી ધનનું અભિમાન થયું એટલે ત્રણે વાનાં મળવાથી તેત્રીશ ગણું જોર થયું !! સહુથી ધનનું અભિમાન વધારે ગણાય છે. કહેવત છે કે–"સો રૂપીએ શેર દારૂનો કેફ." અત્યાર સૂધી તો વિદ્યારૂપી ઢાલ હાથમાં હતી અને હવે તો ધનરૂપી તરવાર હાથમાં આવી એટલે તો પછી મેદાનમાં ઝૂઝવા નીકળી પડ્યા ! ! !

માનાચંદ શેઠ તો ખૂબ માનમાં ગરક થઇ ગયા અને આખા ગામમાં એકલો હુંજ છું એમ માનવા લાગ્યા. અને લોકોને પણ દુઃખ દેવા લાગ્યા. અભિમાનીનાં ચક્ષુ ઘણા તેજથી અંજાઇ જાય છે તેથી તે ગરીબ માણસની સ્થિતિને જોઈ શકતો નથી. આવી રીતે કેટલાંએક વરસ ચાલ્યું પછી તો તેમનું અભિમાન તેમને ખાઈ ગયું. જેઓ અભિમાનરૂપી મદોન્મત્ત હસ્તીએ ચઢ્યા છે તે સર્વે ભોંય પર પછડાયા છે અને તેમાંથી કેટલાકનાં હાડકાં ખોખરાં થયાં છે અને કેટલાક મરણ પામ્યા છે. કહ્યું છે કે—

**મોતિદામ છંદ.**

**"ગયો પડી રાવણનો પણ ગર્વ,**

---

† કેટલાક સદ્બુદ્ધિના માણસો કહે છે કેઃ—"ન હોય તેનું થજો પણ હોય તેનું જશો નહિ."

**સભા પર શત્રુ થયા જન સર્વ;**
**નકી થયું પ્રાણ તણું નુકસાન,**
**ભજો ભગવાન તજો અભિમાન.**
**કહો વળિ ક્યાં દુરજોધન કર્ણ,**
**મદોન્મત પામી ગયા પણ મર્ણ;**
**દીધાં દરરોજ સદાવ્રત દાન,**
**ભજો ભગવાન તજો અભિમાન."**

આ પ્રમાણે માનચંદ શેઠનો પણ માન ઉતરવાનો વારો આવ્યો તેની હકીકત સાંભળો—એક દિવસ તે સંગ સુંઢાડીને જાત્રા કરવા સારૂ જતો હતો. માર્ગમાં જતાં અસૂર થવાથી સર્વે સાથ એક ગામમાં રાતવાસો રહ્યો. ત્યાં એક **પુરૂષોત્તમ** નામે ગૃહસ્થ વાણીઆની દુકાનેથી સીધું સામાન લાવીને માનચંદ શેઠે સર્વે સાથને જમાડયો અને રાત્રે એક ધર્મશાળામાં સર્વે સૂઇ રહ્યા.

મોડી રાતે માનચંદ શેઠનો ગુમાસ્તો પુરૂષોત્તમ શેઠને સીધાના પૈસા ચૂકવી આપીને આવ્યો એટલે તેને માનચંદ શેઠે પૂછયું કે, અલ્યા! કેટલાક રૂપીઆ ઉપડયા?

**ગુમાસ્તો**—શેઠ સાહેબ! એકસોને પચીશ રૂપીઆ.

**માનચંદ**—અલ્યા! એટલા બધા રૂપીઆ શેના ઉપડ્યા? તું કાંઈ હિસાબમાં ભૂલતો તો નથી? લાવ, હિસાબનો કાગળ; હું તપાસું. તમે લોકો હિસાબમાં શું સમજો. (એમ કહી ગુમાસ્તા પાસેથી હિસાબનો કાગળ લેઇ માનચંદ શેઠ તપાસવા લાગ્યા.)

કેટલીક વારે તેને માલૂમ પડયું કે, **પા** જંઇ પુરૂષોત્તમ શેઠને ભૂલથી વધારે અપાયો છે. માટે તે પાછો લેવો જોઇએ. નહિ તો તે મને મૂર્ખમાં ગણુશે. અને ધારશે કે માનચંદ શેઠને તથા તેમના ગુમાસ્તાને હિસાબ ગણતાં આ-

વડતો નથી માટે તે **પા** જંઈ પાછો લેવો જોઇએ ! એમ વિચારી ગુમાસ્તાને કહેછે—અરે ! મૂર્ખ ! તેં આટલા વરસથી અમારા સરખા વિદ્વાનનાં પાસાં સેવ્યાં તો પણ તને હિસાબ ગણતાં આવડયો નહિ ! જો, આ હિસાબમાં ભૂલ છે; તપાસ ફરીને ! તારા જેવા અભણ ગુમાસ્તાઓ અમારી વિદ્વતા અને હોંશીઆરીને માથે પાણી ફેરવી વાળેછે !!!

**ગુમાસ્તો**—શેઠ સાહેબ, મારા સમજવા પ્રમાણે તો ભૂલ નથી. મેં ઘણી વાર લક્ષ રાખીને હિસાબ તપાસ્યો છે; છતાં લાવો ફરીથી તપાસું.

**માનચંદ**—તમે લક્ષવાર લક્ષ રાખીને તપાસો અને અમે એક વાર ચક્ષ (ચક્ષુ) ફેરવી જઈએ; તો પણ તમે અમારા પાસંગમાં પણ આવો નહિ !! ( એમ કહી કાગળ ગુમાસ્તાને આપે છે.)

આથી ગુમાસ્તાએ વધારે ધ્યાન આપીને હિસાબ તપાસ્યો પણ કાંઈ ભૂલ નીકળી નહિ; તેથી તે બિચારો ગરીબાઇથી બોલ્યો કે, શેઠસાહેબ, ભૂલ તો મારા સમજવામાં આવતી નથી. તેમ છતાં આપ મોટાછો માટે ભૂલ હોય તો કહો એટલે હું પુરૂષોત્તમ શેઠ પાસેથી તેટલા પૈસા પાછા લેઈ આવું. ભૂલચૂક તો વ્યવહારની રીતે લેવી દેવી છે; એમાં તેમનાથી ના કહેવાય તેમ નથી.

**માનચંદ**—અરે ! બેવકુફ, અભણ; તુંતો લોકોના આવાનેઆવા હિસાબ ગણતો હઈશ ! આવા નાના હિસાબમાં તું ધુંચાયછે ત્યારે મોટો હિસાબ તો તને શેનોજ આવડે ! **જો આ પા જંઇની ભૂલ !!** આવી દીવા જેવી ભૂલ તને ન સૂઝી ?

**ગુમાસ્તો**—શેઠ સાહેબ, એ કાંઈ ભૂલ કહેવાય નહિ. **પા**જંઈ કપાતો નથી તેથી અપાતો નથી, કાંતો લેનારનો જાય કે કાંતો આપનારનો જાય. વ્યાજના હિસાબમાં ૩ા સુધી

સર વધે તો છૂટ મૂકીએ છીએ અને ૪થી તે ૭ા સુધીનો પા ( મહીનો ) મુજરે લેઈએ છીએ. માટે એ ભૂલ કહેવાય નહિ.

**માનચંદ**—અરે ! મૂર્ખ ! શા વાસ્તે ભૂલ નહિ ? વ્યવહારે લેવું ને વ્યવહારે દેવું. કહેવતછે કે—" લાખની બક્ષિસ પણ કોડીનો હિસાબ. " માટે એ **પા જંઈ** પુરૂષોત્તમ શેઠ પાસેથી પાછો લેવો જોઈએ !

**ગુમાસ્તો**—શેઠસાહેબ, આપે આ સંઘ ખાતે બે હજાર રૂપીઆ વાપરવા કાઢ્યા છે તો તેમાં **પા જંઈ** શી વિસાતમાં છે ? વળી આંહીથી એ શેઠનું ઘર ઘણું દૂરછે તેથી ત્યાં જઈને આવતાં ઓછામાં ઓછા બે કલાક લાગે તેમછે અને અત્યારે બાર ઉપર એક તો વાગી ગયોછે તો ત્યાં જઈને આવતાં ત્રણ વાગશે. અને આપણે તો ત્રણ વાગ્યાપહેલાં ઉપડવું છે તો જઈને આવતાં ઢીલ થશે. વળી પુરૂષોત્તમ શેઠને અત્યારે ઉંઘમાંથી ઉઠાડવા એ પણ ઠીક નહિ વળી તે ધારશે કે, આટલી બધી મોડી રાતે **પા જંઈ** વાસ્તે માનચંદ શેઠે માણસ મોકલ્યું તો એ કેવા કંજુસ હશે ? એવો વિચાર પણ કરશે. માટે જેમ આપની મરજી. હું તો આપના હુકમ પ્રમાણે અમલ કરીશ.

**માનચંદ**—ભાઈ, જો; **પા જંઇને** તો કોણ લેખવેછે ? એમાં તે શી વિસાત ( કાયનાત ) છે ? હજારો રૂપીઆ ખરચ કરીએ છીએ તો એમાં શું ? પણ એ **પાજંઈની** ભૂલમાં તો આપણી કિમ્મત થશે ! તને તો હિસાબ ગણતાં આવડતો નથી એટલે ચાનક લાગતીનથી. પણ તારા ભેગું અમારે પણ મૂર્ખ બનવું ? આપણામાં જે ખરો હિસાબી હોયછે તે એક બદામની ભૂલ વાસ્તે આખી રાત દીવો બાળી ઉજાગરો વેઠે છે એ તું જાણતો નથી ? માટે પાંચ પચીશ રૂપીઆનું નુકસાન થાય તો ખેર ! પણ મૂર્ખમાં ન

ખપવું. માટે તું બેસ; હું પુરૂષોત્તમ શેઠને કાનની બુટો પકડાવીને ભૂલ કબૂલ કરાવીશ. અને પા જંઇ લેઈને હમણાં પાછો આવીશ. એ પણ જાણે તો ખરો કે આવા હિસાબી દુનીઆમાં પડ્યા છે!! એમ કહી ઘોડા ઉપર સાજ માંડવાનું ગુમાસ્તાને કહ્યું અને પોતે ત્યાં જવા સારૂ ઉંચી જાતનો પોશાક તથા તમામ ઘરેણાં પહેર્યાં; જાણે કે કોઇ છાએલો બણી ઠણીને વરઘોડામાં જતો ન હોય! માનચંદ શેઠને વિદ્વતાઈ સાથે ગૃહસ્થાઇ બતાવવાનું પણ અભિમાન થયું. ગુમાસ્તો સાજ માંડીને ઘોડાને લાવ્યો એટલે માનચંદ શેઠે તે ઉપર બેશીને ચાલવા માંડયું. પછી—

**ગુમાસ્તો—**શેઠ સાહેબ, પુરૂષોત્તમ શેઠનું ઘર ઘણું વેગળું છે અને માર્ગમાં જતાં ભય પણ ઘણો છે તેમ આપની પાસે જોખમ પણ ઘણું છે માટે સાથે એક સિપાઇને લેઈ જાઓ.

**માનચંદ—**અરે! *અમે આવા દૈત્ય જેવા છીએ અને ભય શું કરનાર છે? તારા જેવા ‡માયકાંકલા નથી કે ડરી જઇએ? અમે તો સિંહબચ્ચા!! કદાપિ દસ માણસ હોય પણ તેઓને અમે એકલા પૂરા પડીએ તેવા છીએ. અમારા બાપ તો લડાઈમાં ચઢતા અને હજારો માણસોના ઘાણ કાઢી નાખતા! આજ પણ ઘણા લોકો તેમની તારીફ કરે છે. તો અમે પણ તેમના પૂત્ર છીએ તો અમારે માણસની કાંઈ જરૂર નથી. આ હમણાં સાહત્યવારમાં ત્યાં જઈને પાછા આવીએ છીએ! તેમ છતાં કદાપિ ત્યાંથી આવતાં વાર થાય તો તમે સૌ ત્રણ વાગે ઉપડી જજો. અમારી વાટ જોશો નહિ તેમ અમારી કાંઈ ફિકર પણ રાખશો નહિ.

---

* અભિમાની પોતાને "હું" એમ કહે નહિ; અમે કહે.

‡ છેક નિર્બળ.

અમે તમને વાંસેથી આવી મળીશું. એમ કહી ઘોડાને ચાબુક મારી પુરૂષોત્તમ શેઠના ઘર તરફ દોડાવી મૂકયો.

માનચંદ શેઠ અરધી કલાકમાં પુરૂષોત્તમ શેઠને ઘેર પહોંચ્યા અને ત્યાં જઇને તેમને સાદ પાડવા માંડ્યા. સાદ પાડી પાડીને ઘાંટો બેશી ગયો પણ પુરૂષોત્તમ શેઠ પાછલી પડાળે સુખદ સજ્યામાં નિંદ્રાવસ્ય થયેલા તે જાગ્યા નહિ તેમ બીજું કોઈ જાગતું નહિ હતું કે શેઠને જગાડે. છેવટે એક કલાક વારે તેમની સ્ત્રી જાગી અને શેઠને ઉઠાડ્યા. પુરૂષોત્તમ શેઠ બે બાકળા ઉતાવળા ઉતાવળા આંખો ચોળતા ચોળતા બહાર આવ્યા. આ ધભરાટ ને ઉતાવળમાં બિચારા પુરૂષોત્તમ શેઠ પડી ગયા અને જરા વાગ્યું પણ ખરૂં. બહાર આવીને જુએછે તો માનચંદ શેઠને ઘોડા ઉપર બેઠેલા દીઠા (ખરૂં કહીએ તો અભિમાનરૂપી મદોન્મત્ત હાથી ઉપર બેઠા હતા.) તેથી વિચાર્યું કે, કાંઇક જણસભાવ જોઈતી હશે માટે અત્યારે આવ્યા હશે તેથી બોલ્યા ચાલ્યા વગર કમાવાની લાલચે મોં ધોઇ લૂગડાંલત્તાં પહેરી બેઠા અને માનચંદ શેઠને માન્ય આપીને બેસાર્યા. ત્યાં ત્રણ વાગ્યાનો ટકોરો થયો.

**પુરૂષોત્તમ**—કેમ શેઠજી, આટલી મોડી રાતે પધારવું થયુ? શું જોઇએ છીએ?

**માનચંદ**—શેઠજી, કાંઇ જોઇતું નથી. પણ આપણા હિસાબમાં ભૂલ છે માટે તે તપાસો.

**પુરૂષોત્તમ**—શેઠજી, મેં ખાતરીથી હિસાબ ગણેલો છે અને કાંઇ પણ ભૂલનથી વળી તમારો કાગળ પણ મેં જોયો હતો તેમાં આપણા બંનેનો સરવાળો મળતો હતો.

**માનચંદ**—અમે તો તમને હોંશીઆર જાણતા હતા પણ તમે પણ અમારા ગુમાસ્તા જેવાજ જણાઓ છોને!! ભૂલ ન નીકળે તો અમારૂં કાંડું કલમ કરીએ!! અમે હજારો

રૂપીઆ ભણવા પાછળ ખરચ્યા છે અને ઘણી મહેનતે વિદ્વતા મેળવી છે તો શું અમને તમારા જેટલું નહિ આવડતું હોય? વાંચનાર! જોજો; અલ્પજ્ઞાન વાળો કેવો છલકાઇ જાયછે!! કહ્યુંછે કેઃ—

**દોહરો.**

**"જે પામે જન પૂર્ણતા, તે ન કદી ફૂલાય;**
**પૂરો ઘટ છલકાય નહિ, અધુરો ઘટ છલકાય.૧"**

**પુરૂષોતમ**—શેઠજી, મારા સમજવા પ્રમાણે ભૂલ જણાતી તો નથી તેમ છતાં હોય તો કહો એટલે તેટલા પૈસા હું તમને આપું. કારણ કે તમારે જવાની ઉતાવળ હશે.

**માનચંદ**—જુઓને આ નામું; **પા જંઇની ભુલછે.** લાવો તમારૂં નામું અમે તપાસીએ.

**પુરૂષોત્તમ**—(મનમાં જરા હસીને) ભલા પરમેશ્વર! આવા પણ લોભી દુનીઆમાં પડ્યા છે ખરા! **પા જંઇ** વાસ્તે આટલી મોડી રાતે ચોરનો ભય નહિ ગણતાં એકલો આવ્યો છે. (ચાહન)—માનચંદ શેઠ, હુંતો તમને *સફરી જાણતો હતો પણ તમે તો છેક કંજુસ અને લોભી જણાઓ છો. આટલી મોડી રાતે એકલા આંહી આવ્યાછો અને સાથે માણુસ પણ લાવ્યા નથી.

**માનચંદ**—શેઠજી, અમે લોભને અર્થે આંહી આવ્યા નથી. **પા જંઇ** તો હીંડતાં નાખી દઈએ છીએ. જુઓને આ સંઘ ખાતે અમને ઓછામાં ઓછા બે હજાર રૂપીઆ ખર્ચ લાગશે. એ સિવાય અમે બાર મહીને બસેં રૂપીઆ ધર્માદા ખાતે વાપરીએ છીએ. પણ "લાખની બક્ષિસ ને કોડીનો હિસાબ." ભૂલ ચૂક તો વ્યવહારે લેવી દેવી છે. આ-

---

*ઉદાર મનનો.

પણું ગણિત બાંધનારે કેવી બુદ્ધિ વાપરી છે કે, બદામ, વીસવાસી, અને ઉપ વીસવાસી પણ હિસાબમાં ગણાયછે. કેમ છૂટ મૂકતા નથી? કદાપિ **એ બદામની** હિસાબમાં ભૂલ આવે છે તો તે ખોટો કેમ ગણાયછે? તો આ **સવા છ બદામની ભૂલ** અમે જવા દઇએ તો તમે અમને મૂર્ખમાં ગણો કે નહિ! વળી અમે ભૂલીએ ત્યારે પંડિત શેના? વળી તમે કહોછો કે-"મોડી રાતે એકલા આવ્યા" પણ અમે ચોરથી તો બીતાજ નથી. અમારા બાપતો મોટી મોટી લડાઈઓમાં ચઢતા તો અમારામાં માત્ર આંહી એકલા આવવાનું પણ શૂરાતન ન હોય? અમારે કાંઈ માણસની ખોટ હતી તે સાથે ન લાવીએ પણ અમારૂં ખોટું દેખાય, કે શૂરચંદ શેઠના દીકરા આવા બીકણ હશે!!

**પુરૂષોત્તમ**—(મનમાં) આતો કોઇ કેવળ મિથ્યાભિમાની જણાય છે. (ચાહન)—શેઠજી, ખરૂં કહોછો. **લ્યો આ એક જંઇ.** અને હવે તમે તાકીદથી જાઓ કારણ કે તમે કહેતા હતા કે સંગ ત્રણ વાગ્યે ઉપડવાનોછે તો ત્રણ કયારનાએ વાગી ગયા છે અને સંગ ચાલતો થયો હશે તો તમારે છેટું પડશે.

**માનચંદ**—શેઠજી, અમારે શી કમીના છે? અમને કયાં મળતું નથી તે તમારો પા જંઇને બદલે જંઇ લઈએ? અમે કાંઇ એવા લોભી નથી. માટે તમે તમારૂં નામું તપાસો અને ભૂલ નીકળે તો આપો. ઢીલ થશે તેની કાંઇ ફિકર નથી. અમે પાછળથી સંઘને પહોંચીશું.

**પુરૂષોત્તમ**—શેઠજી, ભૂલ તો ખરી છે પણ અત્યારે હું તમને પા જંઇ શી રીતે આપું? પા જઇની બદામો આપત પણ ઘરમાં છે નહિ તો કયાં લેવા જઉં? માટે કાંતો એક જંઈ લ્યો અથવા તે લેવો ન ઘટતો હોય તો

પા જંઇ બક્ષિસ કરો.

**માનચંદ**—જંઇ લઇએ તો લોભી ગણાઇએ અને બક્ષિસ કરીએ તો મૂર્ખ ગણાઇએ માટે એમ તો ન બને.

**પુરૂષોત્તમ**—(મનમાં) આ મિથ્યાભિમાનીથી વાદવિવાદ કરવામાં સાર નથી માટે ગમે તેમ કરીને પણ એનું મન મનવવું જોઇએ. નહિ તો એ ખ્યાલ મૂકનાર નથી. કહ્યુંછેકે—

**દોહરો.**

**"અભિમાનીને ઉચરતાં, છે સર્વે ગમ છૂટ;**
**અંતે આપણ થાકિયે, કરતાં માથા કૂટ. ૧"**

(ચાહન)—શેઠજી, તમે મારી પાસે **પોણી પાઇ અથવા સવા છ બદામો** માગો તો મહેરબાની કરીને એક પાઈ લ્યો. અમારી બે બદામો તમારી પાસે વધે તે કોઈ ગરીબને આપી દેજો. એમ કહી મહા મહેનતે પુરૂષોત્તમ શેઠે માનચંદ શેઠને **એક પાઈ** વળગાડી.

માનચંદ શેઠ પાઈ લેઇને ફૂલાતા ફૂલાતા ઘોડે ચઢ્યા અને જુહાર કરીને ચાલવા માંડયું. એટલે પુરૂષોત્તમ શેઠે વિચાર્યું કે, અત્યારે લગભગ પાંચ વાગવા આવ્યાછે તો સંગ ઘણો વેગળો નીકળી ગયો હશે અને આની પાસે જોખમ પણ ઘણું છે તો એ બિચારો માર્યો જશે. એમ વિચારી કહ્યું કે—માનચંદ શેઠ, તમારો સંગ ઉપડીને આઘો ગયો હશે અને તમારી પાસે જોખમ પણ ઘણુંછે, વળી આગળ જગો ભયંકર છે માટે આ અમારા માણસને સાથે લેઈ જાઓ. અમારૂં માણસ છે તે તમારૂંજ છે. તમારે તેને કાંઇ પૈસા આપવા પડે તેમ નથી.

**માનચંદ**—અમને કયાં મળતું નથી તે તમારૂં માણસ લેઈ જઈએ? અમારે લાવવું હોત તો અમારે કયાં ખોટ

હતી! વળીઅમારે આંહીથી લેઇ જવું હોય તો અમને કયાં પૈસા મળતા નથી તે તમારૂં સપાડું ચઢાવીએ?

**પુરૂષોત્તમ—**શેઠજી, સપાડું કાંઇ ચઢશે નહિ. અને ચઢતું હોય તો તેના પૈસા તેને આપજો. પણ તમે માણસ લીધા વગર જશો નહિ. કારણકે રસ્તો ઘણો ભયંકરછે, પછી તો જેમ તમારી મરજી.

**માનચંદ**—અમારા તરફની તમે કાંઈ પણ ફિકર રાખશો નહિ. અમે એકલા સોને પૂરા પડીએ તેવા છીએ અને અમે તો રાત્રેજ મુસાફરી કરીએ છીએ એમ કહી ઘોડો હાંકી મેલ્યો. કહ્યુંછે કે:—

દોહરો.

**" અભિમાની મત આપનો, મૂકે નહિ તલ માત્ર;**
**તે માટે તેથી હઠે, શાણા લોક સુપાત્ર. ૧ "**

માનચંદ શેઠ, મનમાં મકલાતા મકલાતા ચાલ્યા જાયછે અને કહેછે કે, હું કેવો હોશીઆર તે પેલાને ભૂલ કબૂલ કરાવી! એ તો બિચારો મારી વિદ્વતા અને મારો પોશાક તથા ઘરેણું ગાંઠું જોઈનેજ દિંગ થઇ ગયો હશે કે વાહ! આવા પણ શૂરવીર, વિદ્યાવંત અને ધનવંત પુરૂષ પણ દુનીઆમાં વસેછે ખરા!! એમ વિચાર કરતો કરતો ચાલ્યો જાયછે એટલે તેણે એક કોતરમાં આઘેથી પાંચ માણસો હથીઆરબંધ બેઠેલા દીઠા. તેને દેખીને તે જરા ડર્યોતો ખરો પણ હિમ્મત રાખીને બોલ્યો કે—અલ્યો! તમે આંહી કેમ બેઠાછો? તમે તમારા રસ્તે ચાલ્યા જાઓ; નહિતો માર્યા જશો. અમે વાણિયા છીએ પણ તમારા જેવા સોનો પણ ભો રાખતા નથી તો તમે પાંચ શી ગણતરીમાં છો? અમે શૂરચંદ શેઠના દીકરા માનચંદ શેઠ! અમારા બાપ તો સો સો માણસોને છુંદી નાખતા તો અમે પણ તેમના પૂત્ર છીએ.

**ચોરોએ વિચાર્યુંકે**—આતો વાણિયોછે માટે જખ મારેછે! પણ અભિમાની છે એટલે લૂગડાંલત્તાં એકદમ આપશે નહિ માટે જરા હાડકાં ખોખરાં કરવાં પડશે–તેથી તેઓએ બીજાઓને બોલાવવા સારૂ બૂમ પાડીકે—“ અલ્યો! આકડે *મધ–આકડે મધ!!” આ સાંભળી બીજા પાંચ ચોરો આવ્યા અને દસ મળીને માનચંદશેઠને લાકડીઓના ઝપાટા મારવા લાગ્યા. ખૂબ માર મારીને અડદાળો કાઢી નાખ્યો અને લોહી લુહાણ થઇ ગયો અને ઘોડા ઉપરથી હેઠો પડયો એટલે ચોરોએ તેનો સરસામાન તથા ઘોડો લેઈ લીધો અને ઘરેણાંગાંઠાં ઉતારી લીધાં અને માત્ર એક પહેર્યા પોતિયા ભેર કરી મૂકયો!!

ચોરોએ માનચંદ શેઠને લૂંટીને ચાલવા માંડયું. પણ જે અભિમાની છે તે છેક મરતાં સૂધી પણ પોતાનું અભિમાન મૂકતો નથી. કહેવતછે કે—“દોરડી બળે પણ દોરડીનો આંબળો ન ભાગે” આટલું વાગવા છતાં તે બોલ્યો કે, અરે લુચ્ચાઓ! તમે અમારો સામાન પાછો આપો. નહિતો અમે તમને ખરાબ કરીશું. અમે તમને સારી પેઠે ઓળખીએછીએ.

**ચોરોએ વિચાર્યુંકે**—સાળો અભિમાનીછે માટે રખેને પાછળથી આપણને ખરાબ ન કરે; તેથી પાછા વળીને માનચંદ શેઠને રામશરણ કર્યા! જોજો; અભિમાનનું ફળ!! સંઘ સંઘને ઠેકાણે રહ્યો ને આંહી શેઠના મડદાને કાગડા, કૂતરા ને ગીધે ફોલી ખાધું. કહ્યુંછેકેઃ—

---

* લૂંટ કરતાં તેઓ બીજા લૂંટારૂઓને બોલાવવા સારૂ **આકડે મધ, કંથેરે મધ,** એમ બોલી સમશા કરે છે. તેમાં **આકડે મધનો** અર્થ એવોછે કે, થોડી મહેનતે લુંટી શકાય તેમ છે માટે તેઓ હથિઆર સજ્યા વગર ભેળા થાયછે અને **કંથેરે મધ** કહ્યું હોય તો તેઓ લૂંટવું મૂશ્કેલ જાણી હથિઆર સજીને આવે છે.

દોહરો.

" મમત કરે સમતા તજી, ખોટી રાખે મામ;
જે જિહાં તે તિહાં રહે, કાંઈ ન આવે કામ."૧

હિતશિક્ષા.

હુંપદ રૂપી ઉન્મત્ત હસ્તી, ચઢશે તે પછડાશેજી;
પૂર્ણ ભર્યો છલકે નવ જાશે, આછકલો છલકાશે.

સુણજો સરવેજી. ૫

# (૬) જૂઠ અને સાચ.

## [જૂઠા શેઠ અને સાચા શેઠની વાત.]*

સાચોશેઠ કરીને એક વાણિયો હતો. તે મોઢેથી જે બો-

* આ વાર્ત્તા હાલના સમયને અનુસરીને લખીછે; કારણકે હાલમાં માણસોને જૂઠું બોલવાનો પરિચય વધારેછે. પ્રથમ વિદ્યા થોડી હતી તેમ જૂઠ પણ થોડું હતું અને હાલમાં જેમ જેમ વિદ્યાનો પ્રસાર વધતો જાયછે તેમ તેમ જૂઠ પણ વધતું જાયછે. કેટલાક ધારેછે કે—" વિદ્યા વધારીએ તો દેશ સુધરે અને તેઓ સત્ય અસત્યનો ભેદ સમજીને સદ્ગુણી થાય." પણ એકલી વિદ્યાથી દેશ સુધરે એવી આશા કોઇએ રાખવી નહિ. પણ જો તે નીતિશાસ્ત્રના આધારથી શીખવવામાં આવે તો બેશક સુધારો થાય. એકલી વિદ્યાથી ગર્વ ઉત્પન્ન થઈને દુરાચરણની વૃદ્ધિ થાયછે. શીદી લોકો કાંઇ માલ વેચવા લાવે છે તેની કિમ્મત તેઓ બરાબર કહે છે અને જે કિમ્મત તેઓએ કહી હોય તેમાં જો કોઇ કમી કરવાનું કહેછે તો તેઓને રીસ ચઢેછે અને કહે છે કે, "ક્યા અમ જૂઠા હૈ." આ ઉપરથી ઉઘાડું ધ્યાનમાં આવે છે કે પરમેશ્વરે માણસોની મૂળ સ્થિતિ ક-

લતો તે સાચુંજ બોલતો હતો. જૂઠનો સ્પર્શ સ્વપ્ને પણ કરતો નહિ તેથી સાચો શેઠ બોલ્યા તે પરમેશ્વરજ બોલ્યા એમ લોકો માનતા હતા. તેની પાસે પૈસો પુષ્કળ હતો પણ પૂત્ર નહિ હોવાથી ઘણી બાધા બંધણીઓ તથા ભૂવા ભામા કર્યા અને ઘણો પૈસો ખરચ કર્યો પણ પૂત્ર થયો નહિ તેથી બીજી સ્ત્રી પરણ્યા તેને પેટ શેઠની ચાલીશ વરસની ઉમરે એક પૂત્ર થયો. આ પૂત્ર ખોટનો હતો અને ઘણી જંખનાએ થયો હતો માટે તેનું નામ **કચરો** પાડયું.

કચરાને સાચો શેઠ ઘણાં લાડ લડાવે, કીમતી વસ્ત્રાભૂષણ પહેરાવે, સારૂં સારૂં ખવરાવે અને પાનાંફુલાંમાં રાખે. આવી રીતે કચરો લાડમાં ને લાડમાં ઉછર્યો.

કચરો સાત વરસનો થયો એટલે તેની માતા ગુજરી ગઈ

---

પટ વગર આપેલી હતી; પણ માણસ જેમ જેમ હોશિયાર થતું ગયું તેમ તેમ કૃત્રિમ કરવા લાગ્યું. શીદી લોકો આ દેશમાં આવી સૂધરેલા લોકો પાસેથી જૂઠ, કપટ વીગેરે શીખે છે. જુઓ! આ કેવી અફ્સોસની વાત છે કે જે દેશમાં વિદ્યા તથા કળા કૌશલતા ઘણી છે ત્યાંના દોષ રાની લોકોને લાગી તે બગડી જાય છે!

**હિરોડોટસ્** નામનો એક પ્રાચીન ઈતિહાસ કર્ત્તા લખે છે કે—"ઇરાની લોકો પોતાના છોકરાઓને આ ત્રણ બાબતો શીખવવા ઘણીજ મહેનત લેતા હતા. તે એકે—'ઘોડા ઉપર બેસતાં, તીર મારતાં અને સાચું બોલતાં." આ ઉપરથી જણાય છે કે તેઓ સત્ય ઉપર ઘણુંજ ધ્યાન આપતા હતા. આપણે આપણાં છોકરાંઓને સત્ય બોલતાં શીખવવા ઉપર કાંઈ પણ ધ્યાન આપતા નથી તેથી તેઓ બગડે છે; નહિ તો તેઓ નાનાં હોય છે ત્યારે તેઓનામાં સત્ય રહેલું હોય છે. કારણ કે આપણે કોઈ નાના છોકરાને કહીએ કે, "તું જૂઠો છે." ત્યારે તેને બહુ ખોટું લાગે છે અને રોયા જેવો થઈ જાય છે!!

તેથી તેને મોસાળમાં લેઇ ગયા. મોશાળમાં પણ પૈસો ઘણો હતો પણ વસ્તાર નહિ તેથી કચરા ઉપર સર્વેના ચારે હાથ હતા. તેથી ત્યાં તેને સહુએ મોંએ ચહાવ્યો એટલે તે જેમ આવે તેમ બોલતાં શીખ્યો અને વળી કુસંગતે કરીને જૂઠું બોલતાં પણ શીખ્યો. વિદ્યા ભણાવવા ઉપર બીલકુલ લક્ષ રાખવામાં આવ્યું નહિ તેથી કચરો કચરા જેવોજ રહ્યો! માત્ર પોતાનું લખ્યું પોતે વાંચે એટલુંજ શીખ્યો. કહ્યુંછેકે— " છોકરાને ભણાવવો હોય તો નિશાળે અને બગાડવો હોય તો મોશાળે મોકલો."

કચરો ઘણું જીભાળુ (ભૂંડું) અને જૂઠાણું બોલતાં શીખ્યો તેથી તેને કોઈ ઝાઝું બોલાવે ચલાવે નહિ તથા પરતીજ પણ રાખે નહિ. તેમજ એક અક્ષર પણ તેનો કોઈ સાચો માને નહિ તેથી તેનું હુલામણાનું "કચરો" નામ બદલાઇને "જૂઠો" નામ પડયું.

**જૂઠામાં** પરમેશ્વરે તેના નામ પ્રમાણે સંપૂર્ણ ગુણ મૂકયો હતો તેથી તેનું નામ આપોઆપ પરમેશ્વરેજ પાડયું હતું એમ કહીએ તો ખોટું નહિ હતું!! તે તેના નામનો મહિમા ખરેખરો રાખે એવો બહાદુર નર હતો! તાત્પર્ય કે તે ઉઠતાં બેસતાં અને હાલતાં ચાલતાં સહેજ વાતમાં પણ જૂઠું બોલતો હતો. તે એટલે સૂધી કે જ્યાં સરોવર ભર્યું હોય ત્યાં કાદવ છે અને જ્યાં કાદવ હોય ત્યાં સરોવર ભર્યું છે એમ કહેતો હતો! લોકો પણ સમજી રહ્યા હતા તેથી તે રાત કહેતો દહાડો અને દહાડો કહેતો રાત સજમતા હતા! હા કહેતો ના અને ના કહેતો હા એમ ઉલટું સમજતા હતા!!

એક દિવસ તે સીમમાં રમવા ગયો હતો ત્યાં એક ખા-

ડામાં પડવાથી કાદવમાં ખુંચી રહ્યો. ત્યાંથી નીકળવાને તેણે ઘણાં ફાંફાં માર્યાં પણ નીકળાયું નહિ તેથી તે લોકોને બહાર કાઢવાનું કહે પણ તેનું કહેવું કોઇ સાચું માને નહિ. જે આવે તે એમ ધારે કે ફંદ કરતો હશે તેથી તે બિચારો સવારના આઠ વાગ્યાથી તે સાંજના આઠ વાગ્યા સૂધી ભૂખ્યો ને તરસ્યો કાદવમાં પડી રહ્યો પણ કોઈએ કાઢયો નહિ. મોડી રાતે ઘેર આવ્યો નહિ તેથી ખોળાખોળ કરતાં વગડામાં તેની ખબર મળી ત્યાંથી તેને બહાર કાઢી લેઇ ગયા ત્યાં તેને પગે વાગવાથી એક પગે લુલો થયો. †

આ વાતની તેના બાપ સાચા શેઠને ખબર પડવાથી તેને પોતાના ઘેર તેડાવી લીધો. પોતાના દિકરામાં આવું અપલક્ષણ જોઈ તેમને બહુ માઠું લાગ્યું તેથી તે અપલક્ષણ દૂર કરવા તે બહુ તજવીજ કરવા લાગ્યા તોપણ જૂઠે તે કુટેવ મૂકી નહિ. પોતે સાચાબોલા અને દીકરો જૂઠાબોલો નીકળ્યો તેનો તેમને બહુ અફસોસ થતો હતો.

જૂઠો વીસ વરસનો થયો એટલે તે દુર્ગુણ તેનામાં સંપૂર્ણ વ્યાપી રહ્યો—લોકોના જૂઠા દસ્તાવેજ લખવા, જૂઠી સાહેદી પૂરવી, કપટ રચવું એ કામમાં તે મૂખ્ય ગણાતો

---

† મારા સાંભળવામાં આવ્યુંછે કેઃ—કોઇ ગામઠી નિશાળના મહેતાજીએ કોઈ છોકરાને ગેર હાજર રહેવાના વાંક બાબત કોઠીમાં પૂર્યો. તે કોઠીમાં સાપ હતો તે ચગદાવાથી તેને કરડયો તેથી બૂમે બૂમ પાડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે કોઠીમાં સાપ છે. પણ તે જૂઠા બોલો હોવાથી મહેતાજીએ તેનું સાચું નહિ માનવાથી તેને બહાર કાઢયો નહિ અને ઘણી વાર સૂધી તેને અંદર રહેવા દીધો તેથી તે તથા સાપ અંદર રીબાઈ રીબાઇને મરણ પામ્યા. જો જો, જૂઠા બોલાની છાપ લેનારને કેવાં ફળ મળે છે !!!

હતો. એક વખત તે ગામના બે ગૃહસ્થ શેઠીઆઓ કોઇ ભારે કામ બાબત સરકારમાં વઢતા હતા; તેમાં તહોમતદાર તરફથી જૂઠે એવી સાહેદી પૂરી કે–"જે દિવસે ફરિયાદી ગુન્હો કર્યાનું કહેછે તે દિવસે એટલે ગયા કારતક શુદ ૧૫ ના દિવસે હું અને તહોમતદાર આંહીથી વીસ ગાઉ ઉપર નીલકંઠ કરીને મહાદેવ છે તેના મેળામાં હતા."

આવી રીતની સાહેદીથી તહોમમદાર છૂટી જાય તેમ હોવાથી ફરિયાદીએ તે સાહેદી જૂઠો પાડવા સારૂ તપાસ કરવા માંડયો તેથી તેને માલૂમ પડયું કે એ દિવસે જૂઠો ઘેર હતો અને તે દિવસે તેના હાથનો લખેલો સ્ટાંપના કાગળ ઉપરનો દસ્તાવેજ હાથ લાગ્યો તે તેણે કોર્ટમાં રજુ કર્યો તેથી જૂઠાની સાહેદી ઉપર વજન નહિ રાખતાં ન્યાયાધિશે તે કામનો ચૂકાદો કર્યો. પરંતુ જૂઠે જૂઠી સાહેદી પૂરી તે બાબતનો દસ્તાવેજી પુરાવ મળવાથી કોર્ટે તેના ઉપર કાયદા પ્રમાણે કામ ચલાવવાનો ઠરાવ કર્યો. જૂઠા શેઠને પારકાનો ફંદો મટાડતાં પોતાને ફંદામાં આવી પડવું પડયું. કહેવત છે કે–"જૂઠે રૂઠે રામ."

જૂઠા શેઠના ઉપર જૂઠી સાક્ષી પૂર્યા બાબત વારંટ થયું અને તેના જામીન લેવામાં આવ્યા. આ વાતની સાચા શેઠને માલૂમ પડવાથી તેમના હોસ ને કોસ ઉડી ગયા અને તેમણે તરતજ ભારે ફી આપીને એક વકીલ કર્યો.

**વકીલે સાચા શેઠને કહ્યું કે**—શેઠ, તમે ઘણા વજનદાર અને સાચા બોલાછો એવું આખું ગામ તથા કોર્ટ જાણે છે માટે તમારી સાક્ષી આ કામમાં ઘણી વજનદાર ગણાશે માટે જો હું કહું તે પ્રમાણે તમે કોર્ટમાં બોલો તો તમારો દીકરો છૂટે.

**સાચા શેઠ**—તમે જૂઠું બોલવાનું કહેશો તો તે મારા-

થી નહિ બને. કારણ કે "હું સાચું બોલું છું" એમ સર્વે જાણે છે તેમ છતાં હું જૂઠું બોલી કોર્ટને ઠગું તો એથી બીજું મોટું પાપ શું? કહ્યું છે કે-"**नानृतात्पातकं परं**" એટલે અસત્ય બોલવા જેવું બીજું પાપ નથી માટે તમે કહો તેટલા રૂપીઆ હું ખર્ચ કરૂં પણ જૂઠું બોલવાનું કામ મારાથી બનશે નહિ.

**વકીલ**—તમારે કોઇને નુકસાન થાય એવું જૂઠું બોલવાનું નથી. માત્ર તમારા દીકરાનો બચાવ થાય એટલુંજ જૂઠું બોલવાનું છે.

**સાચાશેઠ**—પારકાને નુકસાન ન થાય તેમાં શું થયું? પણ "જૂઠું તે જૂઠુંજ." મશ્કરીમાં પણ જૂઠું બોલવાની શાસ્ત્રમાં ના કહી છે.

**વકીલ**—ત્યારે તમારો દીકરો બચશે નહિ. જુઓ માત્ર તમારે આટલું કહેવાનું છે તથા કરવાનું છેઃ—"જૂઠો કારતક શુદ ૧૪ ના દિવસે સવારમાં આઠ વાગ્યે ઘોડે બેશીને નીલકંઠ મહાદેવે જવા સારૂ નીકળ્યો. પણ દસ વાગ્યા પછી મારૂં શરીર ઘણુંજ બગડવાથી મેં તેને પાછો બોલાવવા સારૂ માણુસ મોકલ્યું. તેથી તે શુદ ૧૫ના દિવસે બાર ઉપર પાંચ વાગ્યે ઘેર આવ્યો." આટલું તમારે મૂખ જુબાનીથી કહેવાનું છે અને રોજમેળના ચોપડામાં પાનું બદલીને તેમાં—"કારતક શુદ ૧૪ ના રોજ રૂ ૨૫) હસ્તે જૂઠો, નીલકંઠ મહાદેવે વાપરવા લેઈ ગયો અને ત્યાર પછી તેજ તારીખમાં રૂ ૧) જૂઠાને તેડવા સારૂ માણુસ મોકલ્યું તેને આપ્યો." એ પ્રમાણે બે રકમો ખર્ચ ખાતે ઉધારજો. આ પ્રમાણે કરશો તો તમારા દીકરાને છોડી મૂકશે; નહિ તો ત્રણ વરસની સખત મજૂરી સાથે કેદની શિક્ષા થશે.

**સાચા શેઠ**—જૂઠો દસ્તાવેજ લખવો અને ચોરી કરવી એ બરાબર છે તો એ નામું લખવાનું કામ મારાથી નહિ બને.

**વકીલ**—તમે ન કરશો: તમારા ગુમાસ્તા પાસે કરાવજો.

**સાચા શેઠ**—હું ન કરૂં અને મારા ગુમાસ્તા પાસે કરાવું એ પણ ગુન્હો છે. ચોરી પોતે ન કરવી પણ બીજા પાસે કરાવવી એ શું ગુન્હો નહિ? વળી કોર્ટમાં જૂઠી સાક્ષી પૂરવાનું કહોછો તે પણ મારાથી બનશે નહિ. કારણ કે શુક્ર નીતિમાં કહ્યું છે કે:—**नब्रूयादनृतं साक्ष्यंकृतं साक्ष्यं न लोपयेत।** એટલે ખોટી સાક્ષી પૂરવી નહિ, આપેલી ~~સાક્ષી~~ ફેરવવી નહિ. વળી ભાગવતમાં કહ્યુંછે કે:—

**श्लोक.**

**नैह्य सत्यात्परो धर्म इतिहो वाच भूरियं।**
**सर्व सोढु मलं मन्ये ऋतेलीक परं नरं ॥१॥**

**અર્થ**:—પૃથ્વી એવું કહેછેકે-અસત્ય જેવો બીજો મોટો અધર્મ નથી. હું સર્વ સહન કરીશ પણ અસત્ય ભાષણ કરનારનો ભાર મારાથી સહન થતો નથી.

માટે જીવ જાયતો ખેર પણ હુંતો અસત્ય ભાષણ નહિ કરૂં. એ સિવાય બીજો કાંઇ ઈલાજ ખોળી કાઢોતો હું એકથી તે દસ હજાર રૂપીઆ સૂધી ખર્ચ કરવા તૈયારછું એટલુંજ નહિ પણ જો તમે મારા દીકરાને બચાવશોતો તમને મોં માગ્યું ઈનામ આપીશ અને તમારો ઉપકાર માનીશ.

**વકીલ**—ચોપડામાં નામું લખાવવાનું કામ તમારાથી ન બનેતો ખેર પણ ઉપર પ્રમાણે જૂઠું બોલ્યા સિવાય તમારો દીકરો છૂટવો મુશ્કેલછે.

**સાચાશેઠ**—આંહી જૂઠું બોલનારને સરકાર જેટલી

શિક્ષા કરેછે તે કરતાં પરમેશ્વર ઘણી વધારે શિક્ષા કરેછે. જૂઠનો ગુન્હો સરકારથી છાનો રહેછે પણ પરમેશ્વરથી કિન્ચિત માત્ર છાનો રહેતો નથી માટે હું મારા દીકરાને બચાવવા જૂઠું બોલું પણ મને પરમેશ્વરને ત્યાંથી બચાવવા જૂઠું કોણ બોલશે? માટે ક્રોડ ઉપાયે પણ એ જૂઠું બોલવાનું કામ મારાથી નહિ બને.

**વકીલ**—ત્યારે તમારે બીજા બે સાહેદી ઉભા કરવા પડશે. અને તેમની પાસેઉપર પ્રમાણે સાક્ષી અપાવવી પડશે.

**સાચાશેઠ**—મારે જૂઠું બોલવાનો નીમછે છતાં બીજા પાસે જૂઠું બોલાવું તો મારા નીમને અપવાદ લાગે.

**વકીલ**—તમે તમારા દીકરાને બચાવવા કાંઈ પણ ઉપાય યોજતા નથી એટલુંજ નહિ પણ તમારી સાક્ષી તમારા દીકરાને બંધન કારકછે માટે તમે એટલું કહેજોકે—"મને એ વાતની હાલ કાંઈ યાદ નથી."

**સાચાશેઠ**—યાદછે, છતાં "યાદ નથી" એમ કહુંતો એ પણ જૂઠું કહેવાય માટે તમે મારી જુબાની ન લેવરાવોતો સારૂં.

**વકીલ**—તમારી જુબાની તમને નુકસાન કારકછે તેથી અમે લેવરાવવા ખુશી નથી પણ ન્યાયાધિશને તમારી જુબાની લીધા વગર ચાલે તેમ નથી માટે હવે છેલ્લો ઉપાય એકછે તેથી તમે જૂઠું બોલ્યા કહેવાશો નહિ અને આપણી મતલબ પાર પડશે.

**સાચાશેઠ**—હું સાચું બોલુંછું એમ સામાને બતાવી તેના મનમાં જૂઠનો ભાવાર્થ સમજાવવો એ "કપટથી જૂઠું બોલવું" કહેવાય. એને જૈનમાં "**मायामोसो**" કહેછે અને તેનું પાપ તેમાં ઘણું કહ્યુંછે માટે એ પણ મારાથી નહિ બને.

**વકીલ**—સાચાશેઠ, હું ખાતરીથી કહુંછુંકે તમારો દીકરો

તમારી જુબાનીથી કેદમાં જશે માટે તમારે તેને બચાવવો હોયતો તમે કોર્ટમાં અમારા કહેવા પ્રમાણે જુબાની આપો. નહિતો અમારા હાથમાં બીજો કાંઇ ઇલાજ નથી.

**સાચાશેઠ**—ગમે તેમ થાઓ પણ હું મારૂં સત્ય મૂકનાર નથી.

આ પછી મુદતે જૂઠાશેઠનું કામ કોર્ટમાં ચાલવું શરૂ થયું. ન્યાયાધિશે સાચાશેઠને બોલાવીને પૂછ્યું કે—શેઠ, આ તમારો દીકરો ગયા કારતક શુદ ૧૪-૧૫ના રોજ ઘેર હતોકે નહિ ?

**સાચાશેઠ**—હા સાહેબ, ઘેર હતો.

**ન્યાયાધિશ**—એ બંને દિવસે ઘેરહતો એવું તમને બરાબર યાદ છે ? અને તે દિવસે તમે તેને નજરોનજર દીઠો હતો ?

**સાચાશેઠ**—જી, હા; મને બરાબર યાદ છે અને નજરોનજર દીઠો હતો.

આવી રીતની સાચાશેઠની જુબાનીથી જૂઠોશેઠ સંપૂર્ણ ગુન્હેગાર થઈ ચૂકગો. (ધન્યછે! આ સત્યવક્તા સાચાશેઠને! કે જે પોતાના વાંઝિયા બારના દીકરા વાસ્તે પણ જૂઠું ન બોલ્યા અને ધિક્કછે! જૂઠાશેઠને! કે જે વગર કારણે જૂઠું બોલી ફંદામાં ફસાઈ પડ્યો.)

ન્યાયાધિશે જૂઠા શેઠના વકીલને કહ્યુંકે તમારે તમારા અસીલના બચાવમાં કાંઇ કહેવું છે ?

**વકીલ**—સાહેબ, જૂઠા શેઠે જુબાનીમાં લખાવ્યુંછે કે—"હું અને તહોમતદાર ગયા કારતક શુદ ૧૫ ના રોજ નીલકંઠ મહાદેવના મેળામાં હતા." હવે એજ દિવસે એમણે સ્ટાંપના કાગળ ઉપર એક દસ્તાવેજ લખ્યો છે. આ ઉપરથી કોર્ટને એમ અંદેશો રહેતો હશે કે "એ દિવસે એ મેળામાં

હશે ત્યારે દસ્તાવેજ શી રીતે લખ્યો હશે ?" પણ એ ધારવું વજનદાર નથી કારણકે આંહીથી નીલકંઠ મહાદેવ ૨૦ ગાઉ થાયછે તો સવારમાં ઘોડા ઉપર બેશીને નીકળેલો માણુસ સાંજે ઘેર આવી શકે એમાં કાંઈ નવાઇ નથી અને એજ દિવસે દસ્તાવેજ પણ લખી શકે. આના સંબંધમાં મારે એટલું કહેવાનુંછે કે—જૂઠા શેઠ કારતક શુદ ૧૪ ના રોજ સવારના આઠ વાગ્યે નીલકંઠ મહાદેવે જવા સારૂ નીકળેલા પણ તેમના પિતા અકસ્માત ઘણા માંદા થઈ જવાથી તેમણે તે દિવસે દસ વાગ્યે માણુસ તેડવા મોકલ્યું તેથી જૂઠો શેઠ કારતક શુદ ૧૫ ના રોજ આઠ વાગ્યા સૂધી મેળામાં રહી ઘેર જવા નીકળ્યા તે બાર ઉપર પાંચ વાગ્યે ઘેર આવ્યા. અને ત્યાર પછી તેમણે તે દિવસે સદરહુ દસ્તાવેજ લખ્યો છે. સાચા શેઠ જુબાનીમાં લખાવેછે કે-" જૂઠો કારતક શુદ ૧૪-૧૫ ના રોજ ઘેર હતો." એ કહેવું ઉપરની હકીકતને મળતું છે કારણ કે જૂઠાશેઠ ૧૪ ના રોજ આઠ વાગ્યા સૂધી અને ૧૫ ના રોજ સાંજના પાંચ વાગ્યાથી ઘેર હતા. આ સર્વે હકીકત ધ્યાનમાં લેઈ મારા અસીલને મૂકાએલા ગુન્હાથી મુક્ત કરનાર નામદાર સાહેબ ધણી છો.

**ન્યાયાધિશ**—તમારા અસીલના બાપ તમારા કહેવા પ્રમાણે નીલકંઠ મહાદેવે ગયાની વાત કહેતા નથી. એતો માત્ર એટલુંજ કહેછે કે—" જૂઠો ૧૪-૧૫ ના રોજ ઘેર હતો." તો તમારૂં કહેવું તદન બીન પાયાનું છે. તમે કહોછો કે—" ઘોડા ઉપર બેશીને સવારમાં નીકળેલો માણુસ સાંજે ૨૦ ગાઉ આવી શકે" એ વાત સાચીછે અને તેથી મળેલો દસ્તાવેજ વિશેષ વજનદાર ગણવા લાયક નથી પરંતુ સાચા શેઠ ઘણા વજનદાર અને સત્યવક્તા છે તેથી

તેમની જુબાની ઉપરથી તમારા અસીલ ઉપર જૂઠી સાક્ષી પૂર્યાનો ગુન્હો સાબિત થાયછે.

**વકીલ**—( ઇંગ્રેજીમાં ) સાહેબ, એ સાચાશેઠ ઘણા સત્યવંત છે તેથી તેમણે પોતાના દીકરાને બચાવવા સારૂ કાંઈ પણ ઉપાય યોજ્યો નથી. તે જો ધારત તો બીજા સાક્ષીઓ ઉભા કરી શકત અને પોતે પણ જુબાનીમાં જૂઠું નહિ બોલતાં " મને યાદ નથી " એમ કહી શકત પણ તેમણે પોતાના વાંઝિયાબારના દીકરાને પણ કેદમાં જવાનો ડર નહિ રાખતાં પોતાનું સત્ય છોડયું નહિ, તો એ સત્યનો લાભ મારા અસીલને આપનાર ખુદાવિંદ સાહેબ ધણીછો.

**ન્યાયાધિશ**—( ઇંગ્રેજીમાં ) જ્યારે તમારા અસીલના બાપે પોતાના દીકરાને બચાવવા સારૂ પણ સત્ય મૂકયું નહિ ત્યારે મને સત્ય મૂકવું કેમ ઘટે ? હું જ્યારે ન્યાયના આસન ઉપર બેશી સત્ય ચૂકી ગેરવાજબી ઈનસાફ કરીશ ત્યારે પછી મારા જેવો બીજો નીચ કર્મ કરનાર કોણ કહેવાય ? માટે કાયદા પ્રમાણે પરમેશ્વર માથે રાખીને વાજબી ઇનસાફ કરીશ.

પછી કેટલીક વાર સુધી વિચાર કરીને ન્યાયાધિશે ( કાંઈપણ રહેમ નજર રાખી કાયદા પ્રમાણે ત્રણ વરસની શિક્ષા નહિ કરતાં ) જૂઠા શેઠને છ માસની સખત મજૂરી સાથે કેદનો ઠરાવ વાંચી સંભળાવ્યો.

આ ઠરાવ સાંભળીને સાચાશેઠે છાતીફાટ રૂદન કરવા માંડયું. અને સર્વ કચેરી મંડળ તથા જોવા મળેલા લોકો પણ ઘણા દીલગીર થયા અને સાચાશેઠનાં વખાણ કરવા લાગ્યા.

કોર્ટના હુકમ પ્રમાણે બે સિપાઇઓ આવી જૂઠા શેઠને કેદીનો પોશાક પહેરાવી તથા પગમાં બેડીઓ જડી કેદખા-

નામાં લેઇ ગયા. ( જેણે પેઠણુની લાલચોળ ટીપાં ચૂવે એવી ફરતા તોરાની પાઘડી માથે બાંધેલી, રેશમી ધોતીજોડા અને જગન્નાથી કે મજલીનનાં અસ્ત્રીબંધ કડકડતાં અંગરખાં પહેરેલાં તથા ખભે દોશાલો મૂકેલો તેને માથે બે પૈસાની ટોપી, જાડી તંગડી, અને ઊનનું કુડતું પહેરવું પડયું હશે તથા ખભે ઊનનો ધાબળો તથા હાથમાં લોઢાનો પાણી પીવાનો પ્યાલો રાખવો પડયો હશે તથા પગમાં ઝાંઝરિયાં પહેરવાં પડ્યાં હશે ત્યારે તે કેટલો બધો લજ્જિત અને દીલગીર થયો હશે ? વાંચનાર ! આ તો જૂઠનાં ફળ !! )

સાચાશેઠ બિચારા ઘણીજ દીલગીરી સાથે ઘેર આવ્યા અને રાત્રી દિવસ સહકુટુંબ ઘણું કલ્પાંત કરવા લાગ્યા. (હવે સાચનું પ્રબળ સાંભળો. )

સાચા શેઠના સાચાપણા વિષે વર્તમાન પત્રો અને ચોપાન્યામાં ઘણાં વખાણ થવા લાગ્યાં અને સરકાર તરફથી પણ તેમને ઘણું માન્ય મળ્યું તથા લોકો પણ વાહવા! ધન્યછે! રંગછે ! સાબાશછે! સાચા શેઠને ! ! એમ કહેવા લાગ્યા.

આ પછી સાચા શેઠના સત્યના પ્રભાવથી પરમેશ્વરે એવો જોગ મેળવ્યો કે—ત્રીજેજ દિવસે ગવરનર જનરલ સાહેબનું તે શહેરમાં કોઇ શુભ પ્રસંગે પધારવું થયું. ત્યાં તેઉ સાહેબ, સાચા શેઠના સત્યની વાત સાંભળી ઘણા વિસ્મિત થયા અને લાગલાજ કેદખાનામાં જઈ જૂઠા શેઠને કેદથી મુક્ત કર્યો (બીજા કેટલાએકને પણ છોડ્યા. ) અને સાચા શેઠને બોલાવી ભારે દબદબાથી સભા ભરી તેમને ઘણું માન્ય આપ્યું. અને એક **સોનાનો ચાંદ** તથા **રાવબહાદૂરનો** ખેતાબ આપ્યો. જુઓ સાચનું ફળ! તુળસીદાસે કહ્યુંછે કેઃ—

દોહરો.

**" સત્ય બચન ઔર દીનતા, પર સ્ત્રી માત સમાન;**
**ઈનકો ન મિલે ભગવાન સો, તુલસીદાસ જમાન.૧"**

આ પ્રમાણે સત્યથી જૂઠા શેઠ કેદખાનારૂપી નર્કથી મુક્ત થયો માટે બલીહારી સત્ય વચનને ! અને ધૂળ પડી જૂઠના મૂખપર! એક વાર નહિ પણ હજાર વાર ! !

હિતશિક્ષા.

**જૂઠ થકી તો રામજી રૂઠે, ખૂટે આયુષ્ય કહીએજી;**
**સત્ય વચનથી સાખ વધેછે, તો જૂઠું કેમ વદીએ?**
**સુણજો સરવેજી. ૬**

# (૭) "अति लोभ ए पापनुं मूळ" अने " कपट त्यां चपट."

## [ તૃષ્ણારામ બ્રાહ્મણની વાત. ]

**તૃષ્ણારામ** કરીને એક મહા ગરીબાવસ્થાનો બ્રાહ્મણ હતો. તેને કાંઈ સંતાન નહોતું માત્ર સ્ત્રી પુરૂષ બેજ હતાં.

તૃષ્ણારામ ભિક્ષાવૃત્તિ કરી લાવી તેમાં માંડ માંડ પોતાનું ગુજરાન ચલાવતો હતો પણ સ્વભાવે બહુ લોભી હતો તેથી ભિક્ષાવૃત્તિ કરીને થોડું ઘણું જે કાંઈ લાવતો તેમાંથી દુઃખ વેઠીને પણ બચાવવા પ્રયત્ન કરતો હતો.

એક દિવસ તેની સ્ત્રીને સુવાવડનો સમય નજીક આવવાથી સ્ત્રીએ તેને કહ્યું કે—સ્વામિનાથ ! મારે હવે થોડા દિવસમાં સુવાવડનો સમો આવવાનો છે તેમાં ખાટલાખર્ચ જોઈશે માટે ૫-૭ રૂપિયાની ત્રેવડ કરો તો સારૂં. મેં સાંભળ્યુંછે કે—આપણા દરબારમાં કોઈ રાજા પધાર્યાછે તે-

મને એવો નિમછે કે, સવારના પહોરમાં જે બ્રાહ્મણ પહેલો આશિર્વાદ દે તેને એક સોના મહોર આપવી. માટે તમે કાલ સવારમાં વહેલા ઉઠીને આશિર્વાદ દેવા જાઓ.

**તૃષ્ણારામ**--બહુ સારૂં ત્યારે, કાલ સવારમાં મને વહેલો ઉઠાડજે.

બીજે દિવસે સવારમાં વહેલો ઉઠીને તૃષ્ણારામ પેલા પરદેશી રાજા પાસે ગયો અને આશિર્વાદ દેઇ બોલ્યો કે રાજાધિરાજ! ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ! હું ઘણો ગરીબ બ્રાહ્મણ છું અને ભિક્ષાવૃત્તિ કરૂંછું પણ તેમાં મારૂં ખાધા ખર્ચ પૂરૂં થતું નથી અને હાલમાં સ્ત્રીને સુવાવડનો સમય આવવાનો છે તેથી આપને જાચવા આવ્યોછું માટે કૃપા કરો તો સારૂં.

આથી રાજાએ તેની ગરીબાઇ જોઇને સહુને એક મહોર આપતો હતો પણ આને બે મહોરો આપી.

તૃષ્ણારામ બે મહોરો લેઈને ઘેર આવ્યો પણ આથી તેની તૃષ્ણા મટી નહિ પણ ઉલટી વધી. અને બીજે દિવસે પણ આશિર્વાદ દેવા જવાનો ઠરાવ કર્યો.

બે મહોરો પાસે થઈ અને ત્રીજી મહોર મેળવવાની લાલચે* તેને રાત્રે ઉંઘ આવી નહિ અને કોઈક વહેલો જ-

* જેમ જેમ ધન મળતું જાય છે તેમ તેમ લોભી જનનો લોભ વધતો જાય છે. અને લોભ વધ્યો એટલે તે છતે પૈસે શોચ કરી સૂકાય છે. લોભ આંખે અંધ છે પણ પાંખ ગરૂડની છે. પાપનો બાપ લોભ છે અને તેનો ભાઇ ક્રોધ છે. ક્રોધને ચંડાળ કહે છે તો આને પણ ચંડાળ સમજવો. જેમ ક્રોધાવેશમાં કાંઇ સૂઝતું નથી અને સગાંનો સંબંધ ગણાતો નથી તેમ લોભાવેશમાં પણ કાંઈ સૂઝતું નથી અને સગાંનો સંબંધ પણ ગણાતો નથી. સગા ભાઈને પણ મારી નાખે છે. ક્રોધનું આયુષ્ય થોડુંછે અને લોભનું આયુષ્ય ઘણું છે એ બેમાં માત્ર એટલોજ તફાવત છે નહિ તો બંને સગા ભાઈ છે !!

ઈને આશિર્વાદ દેઈ મહોર લેઇ આવશે એવા ડરથી અને મહોર લેવાની જંખનાથી તે રાત્રે ઝબકીને જાગતો હતો. આવી હાલતમાં તેને રાતની ખબર નહિ પડવાથી અરધી રાતે ઉઠીને રાજદરબાર તરફ ચાલ્યો. આગળ જતાં ચબૂતરે તેને સિપાઈએ રોકયો અને પૂછ્યું કે, તુમ કોન હો? અને કિધર જાતે હો ? તૃષ્ણારામે કહ્યું કે, હું બ્રાહ્મણ છું અને મારા ધંધે જાઉં છું. ( આશિર્વાદ દેવાનું નામ દેઇશ તો કોઈક બ્રાહ્મણ સાંભળશે તો મારા પહેલાં જઇને આશિર્વાદ દેઇ મહોર લેઈ આવશે એમ ધારી આશિર્વાદ દેવાનું નામ દીધું નહિ.)

આથી સિપાઇને વહેમ પડવાથી તેને ચોર બનાવી કોટવાળ પાસે લેઈ ગયો. કોટવાળે તેને લાગલોજ જેરબંધનો માર મારવા માંડયો. અને પૂછ્યું કે, આટલી મોડી રાતે કયાં જતો હતો ? આ વખતે પણ તૃષ્ણારામે "મારા ધંધે" એમ કહ્યું. (તેણે એમ ધાર્યું કે કોટવાળ બે ચાર જેરબંધ મારીને હમણાં કાઢી મૂકશે પણ જો આર્શિવાદ દેવાનું નામ દેઈશ તો કોઇક મહોર લેઈ આવશે.) આથી કોટવાળે તેને વધારે માર મારવા માંડયો અને વધારે પૂછગાછ કરવા માંડી. આવી રીતના કોટવાળના મારથી તે છેક ઘાભરો બની ગયો અને ગુન્હેગારની માફક ધ્રુજવા તથા ગલ્લાં તલ્લાં (ભાગ્યો જવાબ) બોલવા લાગ્યો. આથી કોટવાળની ખાતરી થઈ કે નક્કી તે ચોર છે તેથી તેને હાથે પગે ડસકલા પહેરાવી કેદખાનામાં ખોસી ઘાલ્યો.

બીજે દિવસે સવારમાં કોટવાળે ચોરને શિક્ષા થવા સારૂ પોતાના અભિપ્રાયના કાગળ તથા બે સિપાઇઓ સાથે તૃષ્ણારામને રાજા પાસે મોકલ્યો. આ વખત રાજા નહિ હોવાથી પ્રધાને બિન તપાસે કોટવાળના લખાણથી તેના બંને હાથનાં

કાંડાં કાપવાનો હુકમ કર્યો. (આ સમયમાં ચોરનાં કાંડાં કાપવાનો કાયદો હતો.)

તૃષ્ણારામને બે સિપાઇઓ કાંડાં કાપવા સારૂ કચેરીમાંથી બહાર લેઇ જતા હતા તેવામાં તેના નસીબે રાજા ઘોડા ગાડીએ બેશીને શહેરમાં ગયેલા તે પાછા આવતાં સામા મળ્યા. કહેવત છે કે—"આખર સત્ય તરે." તૃષ્ણારામે વિચાર્યું કે, કાંડાં કાપશે એટલે જીવતા મૂઆજ છીએ તો! માટે મરશું તો ખેર એમ વિચારી રાજાની ગાડીના ચીલામાં પડયો અને "ફરિયાદ! ફરિયાદ! બીન તપાસે બીન ગુન્હેગાર બ્રાહ્મણ માર્યો જાય છે!" એમ મોટા સાદથી બોલવા લાગ્યો.

આ સાંભળી રાજાએ તેને તેના કામનો તપાસ કરવાની હીમત આપી ત્યાંથી ઉઠાડયો અને તેને હજુરમાં લાવવાની સિપાઇઓને આજ્ઞા કરી.

રાજા રાજ્યાસને બિરાજ્યા એટલે સિપાઇઓએ તેને લાવી રજુ કર્યો. રાજાએ તેને કહ્યું કે તારી અથઈતિ હકીકત સાચે સાચી કહે. સાચું બોલીશ તો છોડી મૂકી શિરપાવ કરીશ અને જૂઠું બોલીશ તો ફાંસી દેવાનો હુકમ કરીશ.

તૃષ્ણારામે કહ્યું કે, રાજાધિરાજ! ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ! હું સાચે સાચું બોલીશ. હું ઘણોજ ગરીબ બ્રાહ્મણછું અને ભિક્ષાવૃત્તિ કરી મહા મહેનતે મારૂં ગુજરાન ચલાવુંછું. ભિક્ષાવૃત્તિમાં ખાતાં કાંઈ ઉગારો પડતો નથી અને સ્ત્રીને સુવાવડનો સમય નજીક આવવાથી ખાટલા ખર્ચને સારૂ થોડા રૂપીઆની જરૂર હતી તેથી આપને ત્યાં પધારેલા રાજાધિરાજને મહોર લેવાની આશાએ આશિર્વાદ દેવા સારૂ વહેલો ઉઠીને આવતો હતો. રાતની ખબર નહિ પડવાથી અરધી રાતે ઉઠયો તેથી રસ્તામાં ચાલતાં ચમૂતરે (સિપાઇ સામી આંગળી કરીને) આ જમાદાર સાહેબે મને

રોક્યો અને પૂછ્યું કે ક્યાં જાઓછો ? ત્યારે મેં આશિર્વાદ દેવાનું નામ નહિ દેતાં બાધાભારે "મારે ધંધે જાઉંછું" એમ કહ્યું. કારણ કે મેં એમ જાણ્યુંકે આશિર્વાદ દેવાનું નામ દેઇશ તો કોઈક બ્રાહ્મણ સાંભળશે તોતે ફરીને મારા પહેલાં જઈને આશિર્વાદ દેશે. આથી જમાદાર સાહેબે મને કોટવાળ સાહેબ પાસે મોકલ્યો ત્યાં પણ મેં ઉપલા કારણ થીજ " મારા ધંધે જાઉંછું " એમ કહ્યું તેથી તેમણે મને ચોર બનાવી ડસકલા પહેરાવી કેદખાનામાં રાખ્યો અને જેરબંધનો માર માર્યો. સવારમાં કોટવાળસાહેબે મને કચેરીમાં મોકલ્યો પણ આપ સાહેબ નહિ હોવાથી પ્રધાન સાહેબે બીન તપાસે મને ગુન્હેગાર ઠરાવી મારા હાથનાં બંને કાંડાં કાપવાનો હુકમ કર્યો. કાંડાં કાપવા સારૂ સિપાઇઓ મને લેઈ જતા હતા તેવામાં આપ મારા નસીબે સામા મળ્યા. રાજાધિરાજ! આ હકીકત મેં ખરેખરી કહીછે. હવે ચાહેતો મારો અને ચાહેતો ઉગારો.

બ્રાહ્મણનું કહેવું રાજાને ખરૂં લાગવાથી તેને તરત ડસકલા કાઢી નખાવી છૂટો કર્યો અને તેની નિર્ધનાવસ્થા તથા તેના ઉપર ગુજરેલો જૂલમ જોઈ રાજાને દયા આવી તેથી તેનાથી ઉચકાય તેટલું દ્રવ્ય, ખજાનામાંથી લેવાને પોતે ફરમાશ કરી.

રાજાના હુકમ પ્રમાણે તૃષ્ણારામને સિપાઇઓ દ્રવ્યખજાને લેઈ ગયા. આ વખત તૃષ્ણારામની તૃષ્ણા વધતી ચાલી અને તૃષ્ણારૂપી જળમાં તણાવા લાગ્યા!

પ્રથમ તેણે વિચાર્યું કે એક હજાર રૂપીઆ લેઉં તો સ્ત્રીની સુવાવડ તથા છોકરૂં સાંપડશે તેનું ઘરેણું ગાંઠું થશે અને વળી જો દીકરો અવતરશે તો તેને ઉપવિત (જનોઈ) દીધાનું ખર્ચ પણ રૂડી રીતે નીકળશે. વળી વિચાર્યું કે એટલે તો

પૂરૂં નહિ થાય માટે બે હજાર લેઉં તો ઘર ફરીથી કરાવું અને દીકરાને પરણાવું તથા સ્ત્રીને સારૂ ઘાટ ઘડાવું. વળી વિચાર્યુંકે પાંચહજાર લેઉં તો સારૂં. ઘેર એક ચાકર રાખીશ અને નવી લાડી પરણીશ અને એક ગાડી રાખીશ. વળી વિચાર્યું કે દસહજાર લેઉં તો સારી રીતે વેપાર રોજગાર કરી પ્રસિદ્ધ થાઉં અને નાતમાં મોટો વરો કરી ભારે જશ લેઉં. વળી વિચાર્યું કે એટલા રૂપીઆમાં તો લાંબો વેપાર ચાલે નહિ માટે પચીશ હજાર લેઉં તો સારી રીતે વેપાર રોજગાર ચાલે. વળી વિચાર્યું કે એટલા રૂપીઆ તો થોડા વરસમાં ખાતાં વાવરતાં ખૂટી જાય તો રાજા ફરી ફરીને રીઝે નહિ માટે મારી જીંદગાનીમાં ખાતાં વાવરતાં ખૂટે નહિ એટલું દ્રવ્ય લેઉં. એ જીંદગાનીના ખર્ચનો હિસાબ ગણતાં એક લાખ રૂપીઆ સૂધી ચઢયો અને એનો હિસાબ ગણવામાં એક પહોર વખત વહી ગયો. આટલાથી પણ બ્રાહ્મણનો લોભ સમ્યો નહિ. તેણે વિચાર્યું કે આટલું દ્રવ્ય તો હું જીવું ત્યાં સૂધીજ ચાલે તો મારા મૂઆ પછી મારાં છૈઆં છોકરાંને ભીખ માગવા જવું પડે એ ઠીક નહિ માટે મારી સાત પેઢીઓને ખાતાં વાપરતાં ખૂટે નહિ એટલું દ્રવ્ય લેઉં. જ્યારે પોતાની જીંદગાનીના ખર્ચનો હિસાબ ગણતાં એક લાખ રૂપીઆ સૂધી ચઢયો ત્યારે સાત પેઢીના ખર્ચના હિસાબની તો સંખ્યાજ શેની આવડે!! આખરે આખો ખજાનો ઉપાડી જવાને ધાર્યું. અહાહા! તૃષ્ણા જળના મહાસાગરમાં શી ભરતી આવેછે?!! કહેવતછેકે—"લોભને થોભ નથી." વળી કહ્યુંછે કે—"દ્રવ્ય થોડુ છે પણ તૃષ્ણા અનંત છે" માટે આખી દુનીઆનું દ્રવ્ય એકઠું કરીએ પણ એક માણસની તૃષ્ણા મટે નહિ. સુંદરદાસે કહ્યુંછે કે—

ઈંદ્રવ છંદ.

" જો દશ વીશ પચાશ ભયે શત,
હોઈ હજાર તુ લાખ મગેગી;
કોટિ અરબ્બ ખરબ્બ અસંખ્ય,
ધરાપતિ હોનકિ ચાહ જગેગી;
સ્વર્ગ પતાલકુ રાજ કરોં તૃસના—
અધિકી અતિ આગ લગેગી;
સુંદર એક સંતોષ બિના સઠ,
તેરિતુ ભૂખ કબુ ન ભગેગી. ૧ "

બ્રાહ્મણને વિચારમાં ને વિચારમાં બે પહોર થઇ ગયા પણ દ્રવ્ય કેટલું લેઉં તેની સુઝ પડે નહિ. તેથી સિપાઇએ અકળાઇને કહ્યું કે–" અરે! બમન! દેર મત કરો. નીકર પાછળસેં પસ્તાએગા ! "

આથી તૃષ્ણારામે બીકને લીધે ઝટ પોતાની પાસેનું લૂગડું * આછર્યું અને તે ટુંકું હોવાથી મનમાં દીલગીર થવા લાગ્યો અને વિચારવા લાગ્યો કે મોટું લૂગડું લાવ્યો હોત તો સારૂં. એમ વિચારતો દીલગીરી સાથે ખજાનામાંથી રૂપીઆની આશરે પાંચેક મણની ગાંસડી બાંધી પણ તે નહિ ઉચકાયાથી આશરે ત્રણેક મણની (૪૮૦૦ રૂપીઆની) ગાંસડી રાખી, ઘણી દીલગીરી સાથે માથે મૂકી બહાર નીકળ્યો. આટલું બધું દ્રવ્ય મળવાથી ઘણો હર્ષિત થવો જોઇએ તેને બદલે લોભને લીધે દીલગીર થતો ઘર તરફ ચાલ્યો. કહ્યુંછે કે:—

દોહરો.

**નિર્ધન ધન નહિ પામતાં, મનમાં બહુ મુંઝાય;**
**લોભી નર એથી ઘણું, ધન મળતાં ખિન થાય. ૧**

---

* આથર્યું; પાથર્યું. ( **सं. आस्थरण.** ઉપરથી. )

ગાંસડી ઉચકીને તૃષ્ણારામની ડોક રહી ગઈ પણ એ પૈસા આપીને વૈતરો ન કર્યો. કહ્યુંછે કે—" લોભીને જેમ પૈસો વધે તેમ કંજુસાઈ પણ વધે."

તૃષ્ણારામે ઘેર જઈને સર્વે ધન ઘરમાં ઉંડો ખાડો ખોદીને દાટયું. અને પ્રથમ રાજાના ભંડારમાંથી ધન લેતાં "બે હજાર રૂપીઆ લેઉં તો ઘર ફરીથી કરાવું અને સ્ત્રીને સારૂ ઘાટ ઘડાવું" એવો જે વિચાર ધાર્યો હતો તે આ વખત રૂપીઆ સાથે ભોંયમાં દાટયો ! ( વિચાર માંડીવાળ્યો ) અને મનમાં એમ ધાર્યું કે બીજું ધન પાછું રાજાને રીઝવીને લાવું તો ઠીક. નહિ તો આમાં શું ? આટલું તો ખાતાં વાપરતાં સહેજ ખૂટી જાય એમ ધારી દરરોજ રાજદરબારમાં જવા લાગ્યો અને પેલા ધનને "ચમડી તૂટે પણ દમડી ન છૂટે" એ કહેવત પ્રમાણે સાચવી રાખવા લાગ્યો.

આટલું બધું ધન મળવાથી તૃષ્ણારામની તૃષ્ણા મટી નહિ પણ ઉલટી વધતી ચાલી. (જે રાજાના આખા ભંડારથી તૃપ્ત થયો નહોતો તે આટલાથી તૃપ્ત કેમ થાય ? જેની તૃષા આખા સરોવરથી છીપી નહિ, તો ખાબોચિયાથી કેમ છીપે ? )

હવે તે ધન મેળવવા સારૂ જયાં ત્યાં બાથોડિયાં મારવા લાગ્યો. અને છતે પૈસે દુઃખ ભોગવવા લાગ્યો. કહ્યુંછે કે—

**શ્લોક.**

**संतोषामृत तृप्तानां यत्सुखंशांतचेतसां।**
**कुतस्तद्धनलुब्धाना मितश्चेतश्चधावतां॥**

**અર્થ:**—જે સંતોષરૂપી અમૃતથી તૃપ્ત, તેનું મન સ્થિર થઇ સુખી થાય છે પણ જે આંહી તાંહી અથડાય છે તેવા ધન લોભીને સુખ ક્યાંથી હોય? વળી કહ્યું છે કે:—

### દોહરો.

**"બહુ શ્રુત, શાસ્ત્ર ભણેલ ને, સંશય છેદક હોય;**
**મહાન–મોહિત લોભથી, પણ પામે દુખ તોય. ૧"**

તૃષ્ણારામ દરરોજ રાજદરબારમાં જવા લાગ્યો અને થોડે થોડે રાજકુંવરની સાથે બેસવા ઉઠવાનો સંબંધ કર્યો. હવે ત્યાં તે પૈસો મેળવવા સારૂ શું કપટ રચેછે તે સાંભળો.

એક દિવસ તે શહેરના નગરશેઠના ઘેર વરો હોવાથી આખું ગામ સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરી જમવા સારૂ જતું હતું તે નિહાળવા સારૂ રાજકુંવર, પ્રધાન અને પેલો તૃષ્ણારામ બ્રાહ્મણ વીગેરે ૫–૭ માણસ રાજમહેલના છજ્જા ઉપર બેઠા હતા તેવામાં ત્યાંના **મોતીચંદ** શેઠના દીકરા **હીરાલાલની** વહુ **રૂપકોર**, જે મહા રૂપ રૂપનો અંબાર છે તે કીમતી વસ્ત્રાભૂષણ પહેરી બણી ઠણીને રાજમહેલના છજ્જા આગળ થઇને જતી હતી. તે છજ્જા ઉપર બેઠેલા માણસોની નજરે પડી તેથી તેઓ તેનું રૂપ જોઇને અંજાઈ ગયા. અને રાજકુંવરતો છેક ઘાયલ થઇ ગયો.

રાજકુંવર મહા રૂપવંત, ચતુર અને પુક્ત ઉમરનો છે પણ તેના યોગ્ય કન્યા નહિ મળવાથી તે કુંવારો હતો. તેણે આ સ્ત્રી જોઇને એમ ધાર્યું કે–આ સ્ત્રી મારા યોગ્ય છે માટે તે મને મળે તો સારૂં અથવા તેને લેઈને જતો રહું તો સારૂં. એમ વિચાર કરતો મહા દીલગીરીમાં પડયો છે. તૃષ્ણારામ રાજકુંવરનું મુખ જોઇને તરત ચેતી ગયો.

પ્રધાન વીગરે સર્વે ઉઠીને ગયા પણ તૃષ્ણારામ કુંવરની પાસે બેશી રહ્યો. તેણે કુંવરને કહ્યું કે–"આપનો વિચાર મેં જાણ્યો છે અને તે વિચાર હું પૂર્ણ કરીશ. આપ કાંઈ ફિકર રાખશો નહિ."

**રાજકુંવરઃ**— મહારાજ ! જો તમે મારી મનકામના પૂ-

ણ કરશો તો હું તમને એક લાખ રૂપીઆ આપીશ. અને ગાદીએ બેસીશ ત્યારે પાંચ ગામ આપીશ. એમ કહી પોતાના હાથનો બાજુબંધ ઉતારી આપ્યો.

તૃષ્ણારામ, બાજુબંધ લઇને હરખાનો હરખાતો ઘેર ગયો અને પેલા મોતીચંદ શેઠના દીકરા હીરાલાલની વહુને રાજકુંવરને મેળવી આપવાનો ઉપાય ખોળવા લાગ્યો. કહ્યું છે કે—જ્યાં લોભ છે ત્યાં અવગુણ કપટ ને નિર્દયપણાનો વાસ છે.*

તૃષ્ણારામ, હીરાલાલની વહુના રૂપને મળતો તથા તેના જેવા કદવાળા એક નટવાને રૂ૫૦) આપવાના કરીને ખોળી લાવ્યો અને તેને સ્ત્રીનો પહેરવેશ પહેરાવી હીરાલાલની વહુ બનાવવાનો ઠરાવ કર્યો. તેણે મોતીચંદ શેઠના ઘેર જઇને શેઠાણીને કહ્યું કે–રાજાને તેમના કુંવરની વહુ કાજે તમારી વહુ જેવું ઘરેણું તથા પોશાક કરાવવાનો છે માટે તમારી વહુનો પોશાક તથા ઘરેણું તેમણે જોવા મગાવ્યું છે માટે આપો. શેઠાણીએ તેના કહેવા પ્રમાણે ઘરેણું તથા

* ખીલચી વંશનો **જલાલુદ્દીન** પાદશાહ ઘણો દયાળુ હતો તેથી તે બંડખોર લોકોને પણ શિક્ષા નહિ કરતાં માફી આપતો હતો. આમ છતાં પણ લોભને લીધે તેણે માણસની ઘાત કરી હતી તે એ કે—**શીદીમોલા** પાસે પારસમણી છે એમ ધારી તેને મારી નાખ્યો હતો. ( એ શીદીના મુઆ પછી પાદશાહનો વડો દીકરો મુઓ, વરસાદ ન વરસ્યો, દુકાળ પડયો અને આખરે પાદશાહ પણ મરાયો. એ બધુ શીદીના શ્રાપથી થયું એમ લોકો માનવા લાગ્યા. )

સૂરવંશનો **શીરશાહ અથવા શેરખાં** શાણો, પરાક્રમી, પરોપકારી તથા દયાળુ છતાં લોભને લીધે ન્યાય અન્યાય જોતો નહિ. (હિંદુસ્તાનનો ઈતિહાસ)

પોશાક આપ્યો. તે લેઈને પેલા નટવાને પહેરાવ્યું.

નટવો હીરાલાલની વહુ બની તેના સસરા મોતીચંદની દુકાને ગયો અને બોલ્યો કે—"સસરાજી ! હું તમને કહેતી હતી કે મારા ધણીને પરદેશ ન મોકલો છતાં મોકલ્યા તો શું લ્હાણુ કાઢ્યું ? આજે હું ઘરેણું ગાંઠું પહેરીને નગર શેઠને ઘેર જમવા જતી હતી તે વખત મને બીજાએ મહેણું માર્યું કે " **ધણી પરદેશ ગયો છે છતાં શણગાર સજ્યો છે માટે કુચાલ શીખી છે** " એવી રીતે મને આળ ચઢાવ્યું માટે મારા ધણીને હાલને હાલ તેડાવો"

હીરાલાલની વહુ બીજુ આણું વળીને સાસરે આવી હતી તેથી તે સસરાજીનો ઘણો મલાજો રાખતી હતી અને તેમના સાંભળતાં મોઢેથી એક અક્ષર પણ બોલતી નહિ તેથી મોતીચંદશેઠ, તેને તથા તેના સાદને નહિ ઓળખતાં માત્ર પોતાનું કરાવેલું ઘરેણું તથા પોશાક ઓળખીને પોતાના દીકરાની વહુ માની બેઠા. અને તેને દુકાને આવેલી જાણીને એકદમ આભા બની ગયા કે આ શું ? જે કોઈ દિવસ ઘર આગળ મારા સાંભળતાં એક અક્ષર પણ બોલી નથી તથા મારા આડી ઉતરી નથી તે એકદમ દુકાને આવીને શરમ મૂકીને આવી રીતે બોલેછે માટે જરૂર કોઇએ આકરૂં વચન કહ્યું હશે એમ ધારી બોલ્યા કે, વહુભા ! હશે ! તમે જાઓ ઘેર. હું તમારા ધણીને અત્યારે કાગળ લખુંછું તે ૫–૭ દિવસમાં આવશે.

**નટવો**—"ના; કાલ સાંજ સુધીમાં તેડાવશો તો ઠીક, નહિતો પરમદહાડે હું મારૂં સૂઝતું કરીશ."

**શેઠ**—વહુભા ! તમારો ધણી આંહીથી ૨૦૦) ગાઉ ઉપર છે તો ત્યાંથી બે દિવસમાં આંહી શી રીતે આવી શકે?

**નટવો**—"ત્યારે હું પરમદહાડે રાજકુંવરને જઈશ."

એમ કહીને ત્યાં કોઈ રજપૂતને પાણીનો લોટો ભરીને પ્રથમથી સંકેત કરી ઉભો રાખ્યો હતો તેની પાસેથી લોટો લેઈને શેઠના દેખતાં પાણી પીધું અને બોલ્યો કે—" આ મેં ગરાશીઆનું પાણી પીધું."

આ પ્રમાણે કહી નટવો તૃષ્ણારામના ઘેર આવ્યો અને પેલો શણગાર તેને સોંપી રૂ૫૦) લેઈ ઘેર ગયો.

હવે આખા શહેરમાં વાત થવા લાગી કે–" મોતીચંદ શેઠના દીકરા હીરાલાલની વહુએ ગરાશીઆનું પાણી પીધું અને પરમદહાડે રાજકુંવરને જવાની છે."

મોતીચંદશેઠ, વહુએ ગરાશીઆનું પાણી પીધું જાણી અત્યંત દીલગીર થયા અને દુકાનેથી ઘેર આવી વહુને ઠપકો દેવા લાગ્યા કે, ધિક્ક છે! તને! તેં મારી સાત પેઢીને લાંછન લગાડયું. આંહી તને શું દુઃખ હતું તે રાજકુંવરને જવા સારૂ ગરાશીઆનું પાણી પીધું? હવે તારે ગમે ત્યાં જા. તું અમારે કાંઈ ખપની નથી. ધૂળ પડી તારા જીવતરને! તેં તારી તથા મારી સાત પેઢીને એબ લગાડી માટે કાંતો કૂવે પડી મર કે ગળે ફાંસો ખાઇ મર પણ હવે તારૂં મોં અમને દેખાડીશ નહિ।

આ પ્રમાણે તિરસ્કાર કરી શેઠ દુકાને આવ્યા. વહુતો બિચારી આ વાતમાં કાંઈ જાણતી નથી. તેથી તે પોતાના સસરાજીના મુખથી આવાં કડવાં વચન સાંભળી છેક વીલી પડી ગઈ "અને પૃથ્વી માગ આપેતો અંદર સમાઈ જઉં" એવું એના મનને થયું. એણે વિચાર્યું કે મને નગરશેઠના ઘેર જમવા જતાં રાજકુંવરે દીઠી હશે તેથી તેણે મારા ઉપર મોહિત થવાથી ઉપર પ્રમાણે કપટ રચ્યું હશે પણ હવે મારી વાત કોઈ સાચી માનશે નહિ માટે ગમે તેમ કરીને પણ માથેથી આળ ઉતારવું; નહિતો જીવવું શા કામનું?

એમ વિચારી તરત પોતાના ધણીને તેડાવવા સારૂ એક સાંઢણી દરરોજ બસેં ગાઉ ચાલે એવી તૈયાર કરાવી અને નીચે પ્રમાણે એક પત્ર લખી રાયકાને આપ્યો.—

**પ્રાણપ્રિય સ્વામિનાથ !**

"મેં આજ રોજ ગરાશીઆનું પાણી પીધું છે અને પરમદહાડે રાજકુંવરને જવાનીધું માટે જો મારો ખપ હોયતો કાલ સાંજ સૂધીમાં ઘેર આવજો. મિતિ–કારતક શુદ ૫ ગુરૂવાર."

લી. હમેશની દાસી **રૂપકોર.**

કાગળ લેઈને રાયકો તે દિવસે બાર ઉપર ચાર વાગ્યે ચાલતો થયો. હવે પાછી આંહીની હકીકત સાંભળો.—

તૃષ્ણારામે તેના રચેલા તર્કટની વાત રાજદરબારમાં જઈ કુંવરને તથા પ્રધાનને કહી. કુંવરને તથા પ્રધાનને દોસ્તી હતી તેથી તૃષ્ણારામે પ્રધાનને કહ્યું કે, તમે કાલે કચેરીમાં મોતીચંદ શેઠને બોલાવીને કહેજો કે–"તમારા દીકરાની વહુએ ગરાશીઆનું પાણી પીધું છે તો હવે એને તમારાથી ઘરમાં રખાય નહિ માટે આપણા રાજકુંવરને આપો તો રાજા તમને ખુશી કરશે." એ પ્રમાણે કહી તેમની પાસેથી દસ્તાવેજ કરાવી લેજો. એટલે આપણે રાજા પાસે ઈનસાફ કરાવી સર્વે લોકના દેખતાં શેઠના દીકરાની વહુને રાજકુંવરના વેરે પરણાવીશું.

તૃષ્ણારામના કહેવા પ્રમાણે રાજાની ગેર હાજરીમાં પ્રધાને મોતીચંદને બોલાવીને પૂછ્યું કે, શેઠ, તમારા દીકરાની વહુએ ગરાશીઆનું પાણી પીધું એ વાત ખરી કે ખોટી?

**શેઠ**—( નીચું જોઇને ) ખરી સાહેબ; એણે અમારી સાત પેઢીને લાંછન લગાડયું !

**પ્રધાન**—ગરાશીઆનું પાણી પીધું ત્યારે હવે એને તમારાથી ઘરમાં રખાય કે નહિ?

**શેઠ**—સાહેબ, એતો વટલાઈ; હવે અમારે ખપની નહીં અને એને ઘરમાં પણ રખાય નહિ. એની ખુશીમાં આવે ત્યાં જાય.

**પ્રધાન**—ત્યારે આપણા રાજકુંવરને આપોતો કેમ? હજુ એ એમના યોગ્ય કન્યા નહિ મળવાથી કુંવારા છે તો તમારી વહુ પટરાણી થઈ બેસશે અને સુખ પામશે.

**શેઠ**—સુખ પામે કે દુઃખ પામે તેમાં મારે શું? મારે ને એને હવે કાંઈ સગાઇ રહી નથી. એની ખુશીમાં આવે ત્યાં જાય. મારી તરફથી એને કાંઇ રોકાણું નથી.

**પ્રધાન**—ત્યારે તમે લખી આપો કે—"મારા દીકરાની વહુ રાજકુંવરને જાય તો મને કાંઇ અડચણ કે અફસોસ નથી."

**શેઠ**—લાવોને સાહેબ લખી આપું. મારેશું એને હવે રોવીછે!

એમ કહી શેઠે ઉપર પ્રમાણે દસ્તાવેજ લખી આપી નીચે પોતાની સહી કરી—અને પ્રધાનની રજા માગી શેઠ ઘેર આવ્યા. આ વાત આંહીથી રહી પણ હવે પેલા રાયકાની હકીકત સાંભળો.—

રાયકે રાતોરાત સાંઢણી હંકારી મેલી તે બીજે દિવસે સવારમાં હીરાલાલ છે તે શહેરમાં પહોંચી ત્યાં જઇને રાયકે હીરાલાલના હાથમાં કાગળ આપ્યો. કાગળ વાંચીને હીરાલાલ વિસ્મિત થયો કે આ શું? સ્ત્રી લખે છે કે "મેં ગરાશીઆનું પાણી પીધું અને પરમ દહાડે રાજકુંવરને જવાની-છું." પણ એ વાત તદન જૂઠી છે. એ એવીછે નહિ. અને કદાપિ તેણે ગરાશીઆનું પાણી પીધું હોય તો તે આમ ખુલ્લું લખે નહિ માટે એના માથે ઉપર પ્રમાણે આળ આવ્યું હશે તેથી આમ લખ્યું છે. એમ વિચારી તરત ત્યાંથી ઉઠીને સાંઢણી ઉપર બેઠો અને તે દિવસે પાછલી પ-

હાર રાતે પોતાને શહેર આવ્યો અને છાનો માનો પોતાને ઘેર આવી પોતાના †સયનગૃહમાં દાખલ થયો.

તેણે સ્ત્રીને કહ્યું કે—તેં આ જે કાગળમાં લખ્યું છે તે ખરૂં છે?

**સ્ત્રી**—હા, સ્વામિનાથ.

**પુરૂષ**—તેનું શું કારણ?

**સ્ત્રી**—તમે પરદેશ ગયા તે.

હીરાલાલે વિચાર્યું કે આ વાત તદન જૂઠી છે પણ તેનું કારણ તે મને એકદમ કહેશે નહિ અને જો વાત સાચી હોય તો આમ એ ધડક બોલે નહિ. વળી મારા ઉપર આટલો સ્નેહ પણ હોય નહિ માટે નક્કી વાત જૂઠી છે પણ તે જૂઠી વાત કરવાનું કાંઈ ખરૂં કારણ હશે પણ તે મારી પરીક્ષા જોવા સારૂ ખુલ્લું કહેતી નથી. એમ વિચારી તેણે સ્ત્રી પાસે પીવા પાણી માગ્યું તો સ્ત્રી કહે, તમે વટલાઓ. તેથી પોતે ઉઠીને પોતાની મેળે લેઇને પાણી પીધું અને સ્ત્રીને કહ્યું કે હવે હું પણ વટલાયો અને તારા જેવો થયો માટે ખરી હકીકત કહે. વાહ! શી સ્ત્રી પુરૂષની પ્રીતિ!!

આથી સ્ત્રીએ કહ્યું કે. સ્વામિનાથ! હું કાલરોજ નગરશેઠના ઘેર વરો હોવાથી વસ્ત્રાભૂષણ પહેરી જમવા ગઇ હતી ત્યાં મને રાજકુંવરે દીઠી તેથી તેણે મારા જેવો પહેરવેશ કોઈને પહેરાવી તમારા પિતાજી પાસે મોકલી કહેવરાવ્યું કે—"મારા ધણીને તાકીદથી ઘેર તેડાવો, નહિ તો પરમદહાડે હું રાજકુંવરને જઇશ." એમ કહી ગરાશિયાનું પાણી પીધું. આથી આખા શહેરમાં એવી વાત થઈ રહીછે કે—"મોતીચંદ શેઠના દીકરાની વહુએ ગરાશિયાનું પાણી પીધું અને ને રાજકુંવરને જનાર છે." વળી તમારા પિતાજીએ પ્રધાનને એવો દસ્તાવેજ લખી આપ્યોછે કે—"મારા દીકરાની

---

†સુવાનો ઓરડો

વહુ રાજકુંવરને જાય તો મને કાંઈ અડચણ કે અફસોસ નથી." આ ઉપરથી મેં આપને કાગળ લખીને તાકીદથી તેડાવ્યા છે. માટે આપની નજરમાં આવે તે ઇલાજ કરી માથેથી આળ ઉતારો. નહિતો હું આપઘાત કરી મરીશ.

હીરાલાલે વિચાર્યું કે અત્રેનો રાજા મહા ધર્માત્મા અને ન્યાયી છે માટે તેને સરવે હકીકત કીધાથી માથેથી આળ ઉતરશે, એમ વિચારી સ્ત્રી પુરૂષ બંને રાજા જ્યાં ધર્મસ્થાનકમાં હમેશના રીવાજ પ્રમાણે પાછલી છ ઘડી રાતથી ઇશ્વરનું ભજન કરેછે ત્યાં ગયાં અને બંને જણ ઇશ્વરનું ભજન કરવા લાગ્યાં.

**રાજા**—તમે કોણછો અને આટલી રાતે આંહી કેમ આવ્યાં છો ?

**હીરાલાલ**—અમે બંને સ્ત્રી પુરૂષ છીએ. અને દુ:ખનાં માર્યા ઇશ્વરનું સ્મરણ કરી આંહી મરવા સારૂ આવ્યાં છીએ કારણ કે પવિત્ર જગામાં મરવાથી અમારૂં કલ્યાણ થશે એમ અમે માનીએ છીએ.

**રાજા**—તમારે એટલું બધું શુ દુ:ખ છે કે આંહી મરવાસારૂ આવ્યાં છો ?

**હીરાલાલ**—રાજ્યનો જૂલમ; બીજું કાંઈ નહિ.

**રાજા**—એવડોબધો અમારા રાજ્યમાં શો જૂલમ છે કે તમે મરવું ઇચ્છો છો ?

**હીરાલાલ**—એ જૂલમ કહેવાથી વધારે જૂલમ ગુજરે તો શો ફાયદો ? અને જે સામાનું દુ:ખ સાંભળીને દુ:ખથી તેને મુક્ત કરવાની હિમ્મત આપતો નથી તેને દુ:ખ કહેવાથી શો ફાયદો ? માટે "ખરી હકીકત કહેતાં હરકત નથી અને એ દુ:ખ હું મટાડીશ" એવું વચન આપોતો કહું.

**રાજા**—તમારા કહેવા પ્રમાણે મારૂં વચન છે માટે નિર્ભયપણે ખરી હકીકત કહો.

**હીરાલાલ**—સાહેબ, રૈયતતો આપનાં બેટા બેટી છે એ વાતનું આપના કુંવરને કાંઇ ભાન નથી. તેમણે કાલરોજ કોઇને મારી સ્ત્રીના જેવો પહેરવેશ પહેરાવી મારી સ્ત્રી ઠરાવી. તેણે મારા પિતાની સમક્ષ ગરાશીઆનું પાણી પીધું અને હું પરદેશ ગયોહતો તેથી "મારા ધણીને કાલ સાંજ સુધીમાં ઘેર તેડાવો, નહિતો હું પરમદહાડે રાજકુંવરને જઈશ" એ પ્રમાણે મારા પિતાને કહ્યું તેથી આખા શહેરમાં એવી વાત થઇ રહીછે કે–" મોતીચંદના દીકરા હીરાલાલની વહુએ ગરાશિયાનું પાણી પીધુંછે અને તે રાજકુંવરને જનાર છે." વળી પ્રધાને મારા પિતા પાસે એવો દસ્તાવેજ લખાવ્યોછે કે, " મારા દીકરાની વહુ રાજકુંવરને જાય તો મને કાંઇ અડચણ કે અફસોસ નથી." આ પ્રમાણે કુંવર તથા પ્રધાને મળીને કપટ રચ્યું છે. અને કાલરોજ તેઓ તે બાબતનો આપની પાસે ઈનસાફ માગનાર છે. આ પ્રમાણે હકીકત છે માટે હવે ચાહે તો ઉગારો અને ચાહે તો મરવા દો.

**રાજા**—કાંઇ ફિકર નહિ. હું તમને ઉની આંચ આવવા દેનાર નથી.

એ પ્રમાણે કહી રાજા પેલા બેને સાથે લેઈને કચેરીમાં ગયા. અને ત્યાં પડદો તણાવીને તેઓને અંદર રાખ્યાં. સવારમાં હમેશના વખત પ્રમાણે કચેરી ભરાઇ એટલે પ્રધાને પેલો દસ્તાવેજ રજુ કર્યો. રાજાએ દસ્તાવેજ વાંચીને મોતીચંદને સિપાઈ પાસે કચેરીમાં તેડાવ્યા અને પૂછ્યું કે કેમ શેઠ, તમારા દીકરા હીરાલાલની વહુએ ગરાશિયાનું પાણી પીધું એ વાત ખરી કે ?

**શેઠ**—(શરમથી નીચું જોઈને) હા સાહેબ; એણે અ-મારી સાત પેઢીને એબ લગાડી!

**રાજા**—આ દસ્તાવેજ તમારો લખેલો ખરોકે? અને એ પ્રમાણે પાળવા તમે ખુશી છો કે નહિ?

**શેઠ**—હા સાહેબ, એ દસ્તાવેજ મેં લખ્યો છે. અને હવે એ વહુ અમારે ખપની નથી. (આ વખત પેલા પ્રપંચી-ઓએ જાણ્યુ કે, રાજા હમણાં એ સ્ત્રીને કુંવરને સોંપવાનો ઇનસાફ કરશે. પણ પ્રપંચીના કપાળમાં પથરા! અને ઉંના ઉંના ડામ!!)

**રાજા**—તમારા દીકરાની વહુ ઘેર છે કે નહિ?

**શેઠ**—સાહેબ, એતો કાલ સાંજની જતી રહી છે.

આ વચન સાંભળી તૃષ્ણારામ બોલી ઉઠયો કે, ના સા-હેબ, એતો ઘેર એ રહ્યાં; લ્યો હું એમને તેડી લાવું. એતો આપણા કુંવરને આવવા બહુ ખુશી છે.

એ પ્રમાણે કહી તૃષ્ણારામ પાછો પેલા નટવાને રૂ૧૦૦) આપવાના કરીને તેને પ્રથમનું સર્વે ઘરેણું તથા પોશાક પહેરાવી કચેરીમાં લાવ્યો ને બોલ્યો કે, રાજાધિરાજ! આ હીરાલાલની વહુ આવ્યાં!

રાજાએ શેઠને પૂછ્યું કે, કેમ શેઠ, આ તમારા દીકરાની વહુ ખરાં કે?

**શેઠ**—(પ્રથમની પેઠે પોતાનું ઘરેણું તથા પોશાક ઓ-ળખીને તપાસ કર્યા વગર) હા સાહેબ, ખરાં; પણ હવે એ અમારે કાંઈ ખપનાં નથી. અને એનું મોં જોતું અમને ઘ-ટિત નથી.

રાજા, હીરાલાલની બનેલી વહુને કહેછે કે, કેમ વહુભા! તમે અમારા કુંવરને આવવા ખુશીછો કે?

નટવો (મોંઢેથી નહિ બોલતાં) માથું હલાવેછે. તેથી

તૃષ્ણારામ કહેછે કે, રાજાધિરાજ! એતો મોટા ઘરનાં માટે કચેરીમાં કેમ બોલી શકે? માટે માથું હલાવેછે અને હળવેથી હા પાડે છે માટે સિપાઇને મોકલો સાંભળો.

રાજા એક લઠ્ઠ જેવા સિપાઇને બોલાવીને છાની રીતે કહેછે કે, જેવી તે હા પાડવા જાય એટલે તેને તરત ખૂબ જોરથી લપડાક મારજો અને પછીથી તેનું મોં ખુલ્લું કરી ખૂબ માર મારજો એ પ્રમાણે કહી ચાહન કહેછે—અરે મિયાં! જાઓ સાંભળો; તે આપણા કુંવરને આવવા હા કહેછે કે ના?

સિપાઈ તેની પાસે જઇ કહેછે કે, ક્યું શેઠાણીસાહેબ! આપકી મરજી કુંવરકી સાથ સાદી કરનેકી હે કે નહિ?

**નટવો**—(હળવેથી) હા મિયાં સાહેબ! છે.

**સિપાઇ**—હે તબ તો લે; તમાચા! એમ કહીને ખૂબ જોરથી તમાચો મારે છે તેથી નટવાનું મોં ફરી જાયછે અને તેથી તૃષ્ણારામ બોલી ઉઠેછે કે. અરે! મિયાંસાહેબ! જરા અદબ રખો. ઓ તો શેઠકા દીકરાકી બહુ હે!

**સિપાઈ**—અરે બમન! હમ તમકુ પિછાનતા હે. ફિકર મત રખો. ઓ શેઠકા દીકરાકી બહુકી સાથ તુમેરે પિછાનહે ક્યું? ઠીક! ઠીક! વાં બેસો!

એમ કહી સિપાઈ પેલાના માથા ઉપરથી સાલ્લો તાણી નાખે છે એટલે તે **નટવો** ઓળખાઈ આવેછે અને સિપાઇ તેને ખૂબ બંદુકના કુંદા વતી મારેછે. અને નટવો બૂમે બૂમ પાડેછે. આ જોઈને જોવા આવેલા લોકોની ઠઠ તથા કચેરી મંડળ આશ્ચર્ય પામી હસાહસ કરી મૂકે છે અને તાળીઓ લે છે.

આ જોઈ પ્રધાન તથા તૃષ્ણારામ છેક વીલા પડી ગયા અને તૃષ્ણારામ ત્યાંથી નાસવા જાયછે એટલે સિપાઇ તેને

ઝાલેછે અને કહેછે કે—અરે સાલે બમન! કિધર ભાગતે હો? ઓ શેઠકા દીકરાકી ઓરત તુમકુ બોલાતી હે! એમ કહી તેને પણ બે ચાર કુંદા મારી નટવાની પાસે બેસારેછે.

આ પછી રાજાએ પેલા પડદામાંથી હીરાલાલ તથા તેની વહુને બહાર કાઢ્યાં. (આ જોઈને મોતીચંદ શેઠ તથા સર્વે લોકો ઘણું આશ્ચર્ય પામેછે.)

રાજાએ મોતીચંદ શેઠને કહ્યું કે, શેઠ, આ દીકરો તથા વહુ તમારાં ખરાં કે?

**શેઠ**—(ઘણા આનંદથી) હા, સાહેબ! ખરાં. મારી દુકાને એ નટવો મારા દીકરાની વહુના જેવો પહેરવેશ પહેરીને આવેલો તેથી મેં તેને મારા દીકરાની વહુ જાણી. પણ પૂરો તપાસ કર્યો નહિ એ મારી મોટી ભૂલછે સાહેબ!

**રાજા**—એ તમારો દીકરો તથા વહુ નવે અવતારે આવ્યાંછે. કારણ કે એ બંને સતિયાં છે તેથી તે મરવું ઈચ્છતાં હતાં માટે તમે તેને ગાજતે વાજતે તમારા ઘેર લેઈ જાઓ.

શેઠ, પોતાના દીકરાને તથા દીકરાની વહુને પાલખી ઉપર બેસારી ગાજતે વાજતે પોતાના ઘેર લેઈ ગયા. (વાંચનાર! આનો સત્યનાં વાજાં! હવે કપટનાં વાજાં આગળ સાંભળજો.!!)

રાજાએ પેલા નટવાને ધમકાવીને કહ્યું કે, સાચું બોલ; આ કામ તને કોણે કરાવ્યું?

**નટવો**—સાહેબ, આ તૃષ્ણારામ બ્રાહ્મણે. તેણે મને બંને વખત થઈને રૂ ૧૫૦) આપવાના કરીને સ્ત્રીનો પોશાક પહેરાવ્યો હતો. ગરીબપરવર! આ સિવાય હું બીજું કાંઈ જાણતો નથી. મેં તો મારા પેટને અર્થે આ કામ કર્યું છે.

પછી રાજા, તૃષ્ણારામ બ્રાહ્મણને કહેછે કે, મહારાજ! મેં તમારી ગરીબ હાલત જોઇને તમારાથી ઉચકાય તેટલું

ધન મારા ભંડારમાંથી આપ્યું તો પણ તમારો લોભ મ-ટયો નહિ અને ઉપર પ્રમાણે કપટ રચ્યું તો એ કર્યા કર્મ ભોગવ્યા વગર તમારો છૂટકો નથી પણ આ કામ કર્યા બ-દલ અમારા કુંવરે તમને શું આપવાનું કર્યું છે તથા પ્રધા-નની આ કામમાં સલાહ છે કે નહિ એ વાત સાચે સાચી કહો.

**તૃષ્ણારામ**—રાજાધિરાજ! ગોબ્રાહ્મણ પ્રતિપાળ! હું સાચે સાચું કહીશ. આપના કુંવરે મને બાજુબંધ પ્રથમથી આ-પ્યોછે અને કામ થયા પછી એક લાખ રૂપીઆ આપવાના કર્યા છે તથા એ ગાદીએ બેસે ત્યારે પાંચ ગામ આપવાનાં કર્યા છે. અને પ્રધાનની પણ આ કામમાં સલાહ છે.

આ પછી રાજાએ વિચાર કરીને પ્રધાનને તથા નટ-વાને તેઓની મિલ્કત લૂંટી લેઈને પોતાના રાજ્યમાં નહિ રહેવાનો હુકમ કર્યો. પોતાના કુંવરને પણ પાંચ વરસ સુધી દેશવટો દીધો. (હવે પેલા તૃષ્ણારામ બ્રાહ્મણને શો સરપાવ કરવો ? ખાસડાંનો કે ગધેડે બેસારવાનો કે નાક કાપવાનો ? ના, ના, એ ત્રણેનો !!)

તૃષ્ણારામને શી શિક્ષા કરવી તે બાબત રાજા ઘણા વિ-ચારમાં પડ્યા. તેમણે વિચાર્યું કે—તેણે મહા ભારે ગુન્હો કર્યો છે પણ તે બ્રાહ્મણ છે માટે બીજી શિક્ષા નહિ કરતાં તેની માલ મિલ્કત લૂંટી લેઇ, તેનું નાક કાન કાપી, તેને બાંડા ગધાડા ઉપર બેસારી, આખા શહેરમાં વરઘોડો ફેરવી, કાઢી નહિ મૂકતાં શહેરમાં રાખવો. કારણ કે બીજા લોભીઓને તથા તર્કટીઓને બોધ મળે. આ પ્રમાણે ઠરાવ કરી કોટ-વાળને તે પ્રમાણે કરવા હુકમ ફરમાવ્યો.

કોટવાળે રાજાના હુકમ પ્રમાણે તૃષ્ણારામની તમામ મિલ્કત લૂંટી લીધી અને તેનું ડોઢ તસુ ભરીને નાક કા-પ્યું અને માથું મુંડાવીને માથે ચૂનો ચોપડયો તથા ડોક-

માં જૂનાં ખાસડાંનો હાર નાખ્યો અને એક બાંડા ગધેડા ઉપર અવળે મોઢે તેને બેસાર્યો અને આગળ એક ફૂટલું ઢોલ વગડાવવા માંડયું. એ પ્રમાણે તેનો આખા શહેરમાં વરઘોડો ફેરવ્યો. ( વાંચનાર ! સત્યના વરઘોડામાં અને કપટના વરઘોડામાં કેટલો તફાવત ? કાંઈ નહિ ! સત્યને પાલખી અને કપટને બાંડું ગધેડું ! ! ) કહેવત છે કે;–"કપટ ત્યાં ચપટ"–"કૂડ ત્યાં ધૂળ."–"ખોદે તે પડે." અને "કૂડના ડાંડિયા કપાળે વાગે ( ઝાઝું કરે તો હાડકાં ભાગે.)"

આ કપટ શા કારણથી કર્યું ? લોભને લીધે. તો એ લોભને માથે જુતિયાં ! જેને પ્રથમ ધરાઈને ધાન્ય ખાવા મલતું નહોતું અને આખો દિવસ **"भिक्षानदेही"** કહી ભીખ માગવા અથડાવું પડતું હતું તેને વગર મહેનતે ત્રણ મણ રૂપું (૪૮૦૦ રૂપીઆ) મળ્યું તો એટલાથી એ સુખે ઘેર બેઠાં રોટલા ખાય તેમ હતું છતાં ઘણો લોભ કર્યો તો પાછા હતા તેવાને તેવા થયા અને નાક આડું લૂગડું રાખી **"भिक्षानदेही"** કહી ભીખ માગવાનું કપાળે ચોંટયું ! ! માટે કહ્યું છે કે–"અતિ લોભ એ પાપનું મૂળ." વળી કહ્યું છે કે:—

**श्लोक.**

**लोभेन बुद्धिश्चलति लोभो जनयते तृषां ।**
**तृषार्त्तोदुःखमाप्नोति परत्रेहच मानवः ॥**

**અર્થ**—લોભથી બુદ્ધિ ચળે છે અને લોભથી તૃષ્ણા ઉત્પન્ન થાય છે અને તૃષ્ણાનો ભરેલો માણસ આ ભવ ને પરભવ ઘણું દુઃખ પામે છે.

(જોઈતું દ્રવ્ય મળ્યું હોય તેઓએ તથા ધનવંતોએ ઉદ્યમ ન કરવો એમ અમારૂં કહેવું નથી પણ તેઓએ

સંતોષ રાખી નીતિથી ઘટિત ઉદ્યમ કરવો; અને ગરીબો-એ ઘણો ઉદ્યમ કરવો ખરો પણ ઘણો લોભ કરીને ગાંડા થઇને જ્યાં ત્યાં બાથોડિયાં મારવાં નહિ. સામળ ભટ કવિએ કહ્યું છે કે-"સંતોષીનો એ છે અર્થ, ગાંડો થઈ નવ શોધે ગર્થ.")

**હિતશિક્ષા.**

**પાપનો બાપ એ લોભને જાણો, ક્રોધ ચંડાળનો ભાઇજી;**
**બે લોકે બૂડાડે તેતો, જાયે સગાંની સગાઇ. સુણ૦ ૭**



# (૮) વ્યભિચાર અને શિયળ.

## (કામાંધસિંહ અને સુદર્શન શેઠની વાત.)

વિજયપુર નગરીમાં વિજયસિંહ કરીને રાજા રાજ કરતો હતો. તેનો **કામાંધસિંહ** કરીને એક ભાયાત હતો. તેને ત્યાંના નગરશેઠના દીકરા સુદર્શન સાથે મિત્રાચારી હતી.

સુદર્શન શેઠ, સત્યવંત, શિયળવંત અને દયાળુ હતા તથા જૈનધર્મ પાળતા હતા. આવા તેમનામાં શુભ ગુણ હોવાથી તે મોઢેથી જે બોલતા તે પ્રમાણે થતું હતું અને ઘણા વજનદાર ગણાતા હતા.

કામાંધસિંહ પ્રથમતો વિષયાશક્ત હતો પણ આ સુદર્શન શેઠની પ્રીતિ થયા પછી સૂધર્યો હતો અને ક્ષત્રી છતાં પણ દારૂ, માંસ ખાતો નહિ અને જીવહિંસા કરતો નહિ એટલુંજ નહિ પણ જૈનધર્મ ઉપર આકીન રાખતો હતો. કહેવત છે કે-"સોબત તેવી અસર" અથવા "સંગ તેવો રંગ."

એક દિવસ એ બંને મિત્રો ઘોડા પર બેશીને દેશાટણ કરવા નીકળી પડ્યા. રસ્તે જતાં કોઇ જનાવરને દેખીને બંનેના ઘોડા ભડકયા તેથી કબજે નહિ રહેતાં આડે રસ્તે દોડ્યા. બંને જણ જૂદા પડી ઘણા ગાઉને છેટે નીકળી ગયા.

સુદર્શન શેઠ અથડાતા કૂટાતા છેક સાયંકાળે **સૂર્યપુર** નગરીમાં આવી પહોંચ્યા; તેને ત્યાંના નગરશેઠે કોઇ ખાનદાનનું ફરજંદ જાણી પોતાના ઘેર લેઈ જઈ તેની ચાકરી બરદાશ કરી. એતો આંહી ઠેકાણે પડ્યા પણ હવે પેલા કામાંધસિંહની શી વલે થઈ તે સાંભળો.

કામાંધસિંહનો ઘોડો દોડતો દોડતો એક મોટા ભયંકર ઉજડ મેદાનમાં આવી ઉભો રહ્યો. આ વખતે ખરો મધ્યાનકાળ થયોછે અને ગ્રીષ્મ ૠતુનો દિવસ હોવાથી સૂર્ય ખૂબ તપ્યો છે પણ ઝાડની છાયા નહિ મળવાથી તથા ઘણા ગાઉની રપેટીથી બંને (ઘોડો તથા પોતે) થાકીને લોથ જેવા થઈ ગયા છે અને શરીરે પરસેવાના ઝેબેઝેબ વળી રહ્યા છે તથા પાણીને વાસ્તે તલફ વલફ થઈ રહ્યા છે અને હાંફતા હાંફતા ધમણની પેઠે સ્વાસોસ્વાસ લે છે!

આવી હાલતમાં દૂરથી કામાંધસિંહની નજરે એક છાપરી પડી. તેથી ઘોડાને તેની તરફ હાંકયો. ત્યાં જઇને જુએ છે તો એક સોળ વરસની મહા સ્વરૂપવાન યુવાન સ્ત્રી પાણીની માટલી ભરીને બેઠી છે. તેને તેણે કહ્યું કે, હે! બેન, હું ઘણે છેટેથી આવ્યો છું અને પાણી વગર મારો જીવ જાય છે માટે મહેરબાની કરીને જો મને એક પ્યાલો પાણી પાઓ તો જાણે જીવતદાન દીધું.

**સ્ત્રી**—ભલે! સુખેથી જોઈએ તેટલું પાણી પીઓ. પણ પ્રથમ મારાથી સંગ કરો તો પછીથી પાણી વાપરો; નહિ તો તમે તમારા રસ્તે ચાલ્યા જાઓ.

આવો જવાબ મળવાથી કામાંધસિંહે વિચાર્યું કે, હે! જીવ! ચોરીને અવેરી (છીનાળી) સમાન બીજું કોઇ હીણું કામ નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**परदाराः रतांकष्टां नर्कां न्यान्तिदारुणां ॥**

**અર્થ**—પારકી સ્ત્રીની સાથે જે સ્નેહ (યારી) કરેછે તે પ્રથમ ઘણાં ભારે કષ્ટ સહન કર્યા પછી આખરે દારૂણ નર્કમાં પડે છે.

માટે જીવ જાય તો ખેર પણ આ નીચું કામ ન કરવું. પરમેશ્વર સરખો ધણી છે તો આગળ પાણી મળી રહેશે. એમ વિચારી બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી આગળ ચાલ્યો.

વળી કેટલેક છેટે જતાં એક બીજી છાપરી દીઠી ત્યાં જઈને જુએછે તો એક સો વરસની ઘરડી ડોશી પાણીની માટલી ભરીને બેઠી છે. તેને તેણે કહ્યું કે, હે! માતાજી, પાણી વગર મારો જીવ જાયછે માટે મહેરબાની કરીને મને એક પ્યાલો પાણી પાઓ તો જાણે જીવતદાન દીધું.

**ડોશી**—ભલે! ભાઇ, સુખેથી જોઈએ તેટલું પાણી પી. પણ મારી પાસે એક સોના મોહોરોનો ભરેલો ચરૂછે તેનું મને મારી નાખીને લે; પછીથી પાણી પી. કારણ કે તારા જેવા શૂરવીર અને દાનેશ્વરીના હાથે મુઆથી તથા ધન વપરાયાથી મારી સદ્દગતિ થશે એમ હું માનુંછું માટે તે પ્રમાણે કરવા કબૂલ હોઉં તો, લે આ તરવાર ને કર ઘા; નહિતો ચાલ્યો જા.

કામાંધસિંહે વિચાર્યું કે, મનુષ્ય ઘાત કરવી એ મોટું પાપ છે. શાસ્ત્રમાં કહ્યુંછે કે:—

**શ્લોક.**

**तिर्यकयोनि सहस्त्रेषु प्राप्य जन्म पुनःपुनः ।**
**अति जातिषु जायंते पुरुषाः प्राणि हिंशकाः ॥१॥**

**અર્થ**—પુરૂષ જીવની ઘાત કરનાર તિર્યંચની યોનિને વિષે હજાર વાર ફરી ફરીને જન્મ પામે. વળી અતિ ચંડાળની જાતિને વિષે ઉપજે.

વળી ઉપકારને બદલે *અત્યુપકાર કરવો જોઇએ પણ ઉપકારને બદલે †અપકાર કરવો એ ઘટિત નહિ. માટે જીવ જાય તો ખેર પણ એ નીચું કામ ન કરવું. એમ વિચારી બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી આગળ ચાલ્યો.

વળી કેટલેક છેટે જતાં એક ત્રીજી છાપરી આવી ત્યાં જઇને જુએછે તો એક ખાટકી તાજું માંસ લેઇને બેઠોછે અને પાસે પાણીની માટલી ભરેલી મૂકી છે તે જોઈને કામાંધસિંહે તેની પાસે પાણી માગ્યું ત્યારે તેણે કહ્યું કે આ માંસ ખાઓ તો પાણી પાઉં નહિ તો ચાલ્યા જાઓ.

કામાંધસિંહે વિચાર્યું કે માંસનું ભક્ષણ કરવું એ પણ મહા નીચું કામ છે માટે તે ન કરવું. શાસ્ત્રમાં કહ્યુંછે કેઃ—

**શ્લોક.**

**हिंसा प्रवर्द्धकं मांसं अधर्मस्य प्रवर्द्धकं ।**
**दुःखस्योत्पादकं मांसं तस्मात् मांस न भक्षयेत् ॥१॥**

**અર્થ**—માંસ, હિંસા અને અધર્મનું વધારનારૂં છે તેમ દુઃખને ઉપજાવનારૂં છે તે માટે તે ન ખાવું. એમ વિચારી બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી વળી આગળ ચાલ્યો.

વળી કેટલેક છેટે જતાં એક ચોથી છાપરી આવી ત્યાં જઈને જુએછે તો એક કલાલ હાથમાં દારૂની બાટલી ઝાલી, પાસે પાણીની માટલી મૂકી બેઠો છે તેની પાસે કામાંધસિંહે પાણી માગ્યું તો તેણે કહ્યું કે, પ્રથમ આ દારૂની બાટલી પી જાઓ તો પછીથી પાણી પાઉં.

---

* અતિ+ઉપકાર=ઘણો ઉપકાર. † ખાઇને ખોટું કરવું, ગુણ ઉપર અવગુણ કરવો.

કામાંધસિંહે વિચાર્યું કે–પ્રભાસપાટણ આગળ જાદવાસ્થળી થઈ અને કૃષ્ણ સહિત આખા જાદવ કુળનો નાશ થયો એ દારૂથીજ. શાસ્ત્રમાં કહ્યુંછે કે:—

**श्लोक.**

**मद्यं पीत्वा मति भ्रंशो नराणां जायते खलू ।**
**न धर्मो न दया तेषां न ध्यानं नच सत्क्रिया॥१॥**

**અર્થ**—દારૂ પીધાથી માણસની બુદ્ધિ નક્કી હીણ થાયછે અને તેનામાં ધર્મ, દયા, ધ્યાન અને સારી ક્રિયા રહે નહિ.

દારૂમાં પણ આવા અવગુણ છે માટે તે ન પીવો. એમ વચારી ત્યાંથી વળી આગળ ચાલ્યો.

વળી કેટલેક છેટે જતાં ગુણકાની એક સુશોભિત હવેલી આવી ત્યાં જઇને જુએછે તો એક યુવાનાવસ્થામાં મહા સ્વરૂપવાન અપ્સરા જેવી સ્ત્રી, સુશોભિત વસ્ત્રાલંકાર સજી, બની ઠણી છજા ઉપર મશરૂની ગાદી અને તકીઓ મૂકી બેઠીછે. મૂખમાં પાનની બીડી ચાવેછે અને એક દાસી પગ તળાંસેછે તથા બીજી ખસના પંખાથી મંદમંદ વાયુ ઢોળેછે.

કામાંધસિંહ ગુણકાની સામો ઉભો છે તેતો ત્યાંનો ત્યાં આનો ઠાઠ અને સ્વરૂપ જોઇને ચિત્રામણ રૂપ બની ગયો છે; કાંઈ બોલતો ચાલતો નથી. ગુણકાએ તેના સામું જોયું તો જાણ્યું કે આ કોઇ રાજબીજ છે માટે એની પાસે પૈસો પુષ્કળ હશે એમ ધારી તેને ચળિત કરવા સારૂ નેન બાણ મારવા લાગી અને હળવેથી બોલીકે–" અરે ! સ્વરૂપવાન પરદેશી! ઉપર પધારો. આવો સખત તાપ સહન કરવાને તમારી સકોમળ કાયા શક્તિવાન નથી! "

કામાંધસિંહ અત્યાર સૂધી તો શિયળ સાચવી રહ્યો હતો પણ આ વખત આ ગુણકાના સ્વરૂપથી, નેનં અદાથી અને

મધુર ભાષણથી તેને જરા મોહનું બાણ ઝપટાયું તેથી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો એટલે એક દાસી આવી ઘોડાને ઘરમાં બાંધી તેને ઉપર લેઇ ગઈ. ગુણકાએ તેને આદરસત્કાર કરી બેસવા આસન આપ્યું અને વગર માગ્યે શીતળ પાણી રૂપાના પ્યાલામાં ભરીને પીવા આપ્યું. કામાંધસિંહ પાણી પીને તૃપ્ત થયો અને વિશ્રાંત્તિ પામ્યો. પછી ગુણકાએ તેને બત્રીશી રસોઈ અને તેત્રીશાં શાક નીપજાવી જમાડયો. પછી પાનસોપારી વીગેરેનો મૂખવાસ આપી એક છત્રપલંગ ઢાળી ઉપર મશરૂની તળાઈ પાથરી અત્તર વિગેરે છાંટી ઉપર પોઢવાને કહ્યું. કામાંધસિંહને પલંગ ઉપર બેસતાં બેસતાંમાંજ *કામદેવ સતાવવા લાગ્યો અને મોહબાણે છેક ઘાયલ કીધો. ઘી ગમે તેવું ઠર્યું હોય પણ અગ્નિની આકરી આંચ લાગી એટલે વિઘર્યા વગર રહે નહિ. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**પુરૂષ પતળતાં વાર નહિ, સ્ત્રી જો ધારે મન;**
**ઘી ગળતાં શી વાર છે? થાયે તાપ તદન. ૧**

---

* કામ એટલે ઇચ્છારૂપી વિકાર તેને સંસ્કૃતમાં અલંકારથી દેવ ગણે છે. અને માણસના મન ઉપર જેજે પ્રકારે એ પોતાની સત્તા ચલાવેછે તે પ્રમાણે તેનાં જૂદાં જૂદાં નામ કવિઓએ સંસ્કૃતમાં આપ્યાં છે. જેમ કેઃ—

**श्लोक.**

**मदनो मन्मथो मारः प्रद्युम्नो मीन केतनः ।**
**कन्दर्पो दर्प कोऽनंग कामः पंचशरःस्मरः ॥१॥**
**शम्बरारि मनासिजःकुसुमेषु रनन्यजः ।**
**पुष्प धन्वा रति पतिर्मकरध्वज आत्म भूः ॥२॥**

પછી કામાંધસિંહે ગુણકાથી સંગ કીધો અને પોતાનું શિયળવ્રત ખોયું. કહ્યુંછે કેઃ—

દોહરો.

"સત્ય શીળ ડાંપણ ગયું, ગયુંજ નિરમળ નામ;
સૌ પાણી વ્હેતે ગયું, જ્યારે પ્રગટયો કામ. ૧
પૂત્ર મિત્ર વ્હાલો નહીં, નહિ રત્ન નહીં દામ;
પંડિત પણ વ્હાલો નહીં, જ્યારે પ્રગટયો કામ. ૨
અળખામણું આખું જગત, અળખામણા શિવ શામ
આત્મા નિજ અળખામણો, જ્યારે પ્રગટયો કામ. ૩
ગમે ન ઘર પુર મેડિયો, ગમે ન ઉદ્યમ ઠામ;
ગમે ન વાત વિદ્યા તણી, જ્યારે પ્રગટયો કામ. ૪
ઉમયા ઇશે ન જીતિયો, જીત્યો નહીં શ્રી રામ;
બ્રહ્માએ નવ જીતિયો, જ્યારે પ્રગટયો કામ. ૫
વેદ પઠન કવિ ચાતુરી, સઘળી વાતો સ્હેલ;
આભ ચઢન ઇંદ્રી દમન, કામ જીતન મુશ્કેલ. ૬

કામાંધસિંહને પ્રથમ પહેલી છાપરીવાળી સ્ત્રીએ સંગ

---

**અર્થ**:—**મદન**—મદ ઉપજાવનાર. **મન્મથ**—મનને ડોળી નાખનાર. **મારઃ**—મારનાર. **પ્રદ્યુમ્ન**—મનનું મન્થન કરનાર. **મીનકેતન**—જેની ધજામાં માછલી કાઢેલી છે એવો. **કન્દર્પ**-ગર્વ ઉપજાવનાર. **દર્પક**—ગર્વ ઉપજાવનાર. **કામ**-ઇચ્છા. **પંચશર**—જેને પાંચ બાણછે એવો. **સ્મરઃ**—સ્મરણથી ઉત્પન્ન થયેલો. **શમ્બરારિ**—શિવનો શત્રુ. **મનસિજ**—મનમાંથી ઉત્પન્ન થયેલો. **કુસુમેષુ**—જેનું બાણ ફૂલછે એવો. **અનન્યજઃ**—જેની ઉત્પત્તિ બહારથી નથી એવો. **પુષ્પધન્વા**—જેનું ધનુષ્ય ફૂલછે એવો. **રતિપતિઃ**—રતિનો વર. **મકરધ્વજ**—મગર જેની ધજાછે એવો. **આત્મભૂઃ**—જેની આત્મ થકી ઉત્પત્તિ છે એવો.

કરવાનું કહ્યું હતું પણ તેણે તે કબૂલ કર્યું નહોતું કારણકે તે આ ગુણકાની પેઠે મોહલુબ્ધ કરી શકી નહોતી. વળી આવો એકાંત જોગ પણ મળ્યો નહોતો. પુરૂષ ગમે તેવો શિયળવંત હોય પણ તેની પરીક્ષા ક્યારે થાય કે, જ્યારે સ્ત્રીના ભેગાં એકાંત રહેવા છતાં તથા સ્ત્રીનાં નખરાં ને અંગોપાંગ નિરખવા છતાં ચળિત થાય નહિ ત્યારે. કેટલાક નપુંસક હોવાથી, કેટલાક કરૂપ હોવાથી, કેટલાક લાગ નહિ મળવાથી, કેટલાક ઉપર જાપતો હોવાથી અને કેટલાક શર્મશીળ હોવાથી પરસ્ત્રી ગમન ન કરે તો તેઓને શિયળવંત ન કહેવા પણ જ્યારે ઉપર પ્રમાણે જોગ મળે ને વિષય જાળમાં ન લપટાય ત્યારે તેને ખરો શિયળવંત કહેવો. અને એવા પુરૂષનુંજ મૂખ વચન ફળેછે તથા તેને માથે આળ આવ્યું હોય તો ઇશ્વર સહાય કરેછે—નિર્ધન, ત્યાગી કહેવાય નહિ પણ જે છતા ભોગ વૈભોગ છાંડે તેજ ત્યાગી કહેવાય.

કામાંધસિંહ તો કામાંધ થઈ ગુણકાને આધિન થઈ રહ્યો અને રાત્રી દિવસ ત્યાંનોત્યાં ગુજારવા લાગ્યો. પોતા-

---

વળી કામદેવને પાંચ બાણ છે એવી કલ્પના કવિઓએ કરેલી છે. તેનું ધનુષ શેલડીનું અને ધનુષની દોર (પણછ) મધમાખીની હારની કલ્પી છે અને પાંચે બાણને છેડે પાંચ જાતનાં ફૂલનાં પલ્લવ અણી ઉપર લગાડ્યાં છે એથી માણસની પાંચે ઇંદ્રિય ઉપર પોતાની સત્તા ચલાવેછે. **એ પાંચ ફૂલનાં નામઃ—૧ અર્વિંદ** એટલે કમળ. ૨ **અશોકનું ફૂલ**. ૩ **શિરીષનું ફૂલ**. ૪ **આંબામોર**. ૫ **ઉત્પલ** એટલે ભુરૂં કમળ. કેટલાએકના કહેવા પ્રમાણે **ચાંપુ, આંબો, નાગકેશર, કેવડો** અને **બીલીનું ફૂલ** એ પણ ગણાયછે.

નું ઘર બાર, સગાંવહાલાં તથા મિત્ર પણ ભૂલી ગયો. પછી ગુણકાએ તેની પાસેથી થોડે થોડે સર્વ ઘરેણુંગાંઠું હેરી લીધું કહ્યું છે કેઃ—

**દોહરો.**

**કલ્લી કાઢી કર તણી, લૈ આપે પકવાન;**
**ગણિકાને વળી ગંઠિયો, જાણો બેહુ સમાન. ૧**

જ્યારે કામાંધસિંહની પાસે કાંઈ પણ ન રહ્યું ત્યારે ગુણકાએ કહ્યું કે હે! સ્વામિનાથ, હવે કાંઇ પણ ઉદ્યમ કરીને પૈસો લાવો. આપણું ખર્ચ ઘણું છે માટે આમ નિરૂદ્યમી બેશી રહે ગુજરાન શી રીતે ચાલશે? ગુણકાનું આવું બોલવું સાંભળી તેણે વિચાર કર્યો કે, મને આંહી આવતાં માર્ગમાં પેલી બીજી છાપરીવાળી વૃદ્ધ ડોશી ધનનો ચરૂ આપવાનું કહેતી હતી પણ મેં તે લીધો નહોતો તો તે લેતાં શી હરકત છે? ડોશી બિચારી મારા હાથે મરવાથી સદ્દગતિ થશે એમ માનેછે તો એને મારવામાં શું *પાપ છે? એમ વિચારી ઘોડેસ્વાર થઇ ગુણકાની રજા

* જોજો, વ્યભિચારથી બુદ્ધિ કેવી ફરેછે અને અવળું સૂઝેછે? પ્રથમ તેણે દારૂ, માંસ ખાવાનું અને મનુષ્યઘાત કરવાનું પોતાને ઘણી તરસ લાગ્યા છતાં અને વગર માગણીએ મળ્યા છતાં પણ કબૂલ કરેલું નહિ, તે આ વખત વ્યભિચારી બનવાથી તે સર્વે કામ તેની માગણી કરીને પોતાને કરવાં પડ્યાં. અરેરે! કેવો દુષ્ટાચાર વ્યભિચારનો છે? જેનામાં વ્યભિચારનો દુર્ગુણ પેઠો તેનામાં સર્વ દુર્ગુણો આવ્યા સમજવા. કારણકે સર્વે દુર્ગુણોનો નાયક વ્યભિચાર છે. વળી જેણે એક વાર વ્યભિચાર કરી લાજ મૂકી તેણે તો પછી સર્વદા લાજ નેવે મૂકી સમજવી. કહ્યું છે કે—"પ્રથમ લાજ મૂકતાં વાર; પછી તો સહેજે વાર હજાર."

માગી ધન લેવા નીકળ્યો. ચાલતાં ચાલતાં પ્રથમ પેલી પ-
હેલી (જતાં છેલ્લી) કલાલની છાપરી આવી ત્યાં પોતે વિ-
ચાર્યું કે, દારૂ પીધામાં કાંઇ પાપ નથી. જો પાપ હોય તો
આટલા બધા માણસો પીએછે શું કરવા? એમ વિચારી
તેની પાસેથી દારૂ માગીને પીધો. વળી ત્યાંથી આઘા જતાં
પેલી ખાટકીની છાપરી આવી તેની પાસેથી માંસ માગી-
ને ખાધું. ત્યાંથી આઘા ચાલતાં પેલી ધનવાળી વૃદ્ધ ડોશી
ની છાપરી આવી તેને મારીને ધન લેઈ, આવી ગુણકાને
આપ્યું. ગુણકા ધન દેખી સંતોષાઇ અને કામાંધસિંહ
ઉપર પ્રથમથી વધારે પ્રેમ બતાવવા લાગી કહ્યું છે કે:—

**દોહરો.**

**ધન લાવ્યે મન લાવતી, નિર્ધન થયે અભાવ;**
**સગો પૈસાની પદમણી, જાતે નીચ સ્વભાવ. ૧**

વળી કેટલાક દિવસ વિત્યા પછી ગુણકાએ કહ્યું કે સ્વા-
મિનાથ! પૈસો ખુટ્યો માટે કાંઈ પણ ઉદ્યમ કરો. કામાં-
ધસિંહે પૈસો સંપાદાન કરવાને ઘણી નજર દોડાવી પણ
કાંઈ ઉદ્યમ સૂઝ્યો નહિ તેથી ચોરી કરવાનો વિચાર ધાર્યો.

બીજે દિવસે કોઈ પાસેના ગામમાં જઈને અરધી રાતે
એક ગૃહસ્થ વાણિયાના ઘરમાં ખાતર પાડી પેઠો અને પ-
ટારાનું તાળું તોડીને માંહેથી દસહજારના દાગીના કાઢ્યા.
અને તે લેઈ બેઠો હતો ત્યાંથી ઉભો થવાની તૈયારી કર-
વા જાયછે એટલે ઘરમાં બે ઘોઘર (બિલાડા) વઢવા લા-
ગ્યા. તેના શોરથી વાણીએણ જાગી ઉઠી અને તેઓને
હાંકવા સારૂ લાકડી ખોળવા જાયછે એટલે આ ચોર બા-
ઇની ચોટલી હાથમાં આવી; પણ વાણીએણે જાણ્યું કે,
મારો સ્વામિ પેશાબ કરવા ઉઠ્યો હશે તેથી બોલ્યા ચાલ્યા

વગર ચોટલી છોડી દીધી તેથી ચોરતો ગાભરો થઈ નાસવા જાયછે એટલે વાણીઆનો ખાટલો પગે અથડાયાથી વાણીઆ ઉપર પડયો. વાણીએ જાણ્યું કે, રાંડ નબળી છે. તેથી કોઇ જાર પુરૂષ ઘરમાં ઘાલ્યો હશે તેથી બૂમ પાડીશ તો મારી ફજેતી થશે. એમ ધારી તેને શિક્ષા લાગવા સારૂ ખૂબ લાકડીઓના ઝપાટા મારવા લાગ્યો—**ચોરને બરડે પડ્યા સોળ; પણ નથી કરતો શોર, તેમ નથી કરતો જોર!!** લાકડીઓના ઝપાટા સાંભળી સ્ત્રીએ જાણ્યું કે, ધોધરને મારેછે તેથી તે બોલી કે મારજો! મારા રોયાને!! બહુ પેંધ્યો છે!!! આથી વાણીએ કહ્યું કે, રાંડ! તને બહુ ઝાકળ (ડાંડાઇ) ભરાયું છે! તું તારે છાનીમાની પડી રહેને! તારી વલે સવારમાં, અત્યારે આની કરવા દે! વાણીએણે જાણ્યું કે મેં ધોધરને હાંકી કાઢ્યા નહિ તેથી તે મારા ઉપર, ગુસ્સે થઈ આમ બોલેછે તેથી તે પણ લાકડીઓના ઝપાટા દેવા લાગી. બિચારા કામાંધસિંહને માર પડવામાં બાકી રહી નહિ તેથી છેક અદમુઆ જેવો થઈ રહ્યો પણ વાણીએ પોતાની ફજેતી થવાની બીકથી તેને રોકયો નહિ તેથી તે હાલા હાથે બરડો સૂજાડી ગુણકાને ઘેર આવ્યો. ગુણકાએ તેને હળદર અને મીઠું ભરી ખાટલામાં સૂવાર્યો. તે ઘણે દિવસે સાજો થયો.

વળી કેટલેક દિવસે ગુણકાએ તેને કહ્યું કે, સ્વામિનાથ! હવે તો કાંઇ ઉદ્યમ કરો, નહિ તો તમારે ઘેર સિધાવો. તમારે મારૂં ગુજરાન પૂરૂં કરવું તો રહ્યું પણ ઉલટું હું તમારૂં ગુજરાન શી રીતે પૂરૂં કરૂં? આથી કામાંધસિંહે લુચ્ચાઈ, દાંગાઈ, લૂટફાટ વીગરે કરી થોડું ઘણું લાવી ગુણકાને આપવા માંડયું, પણ રીઝે નહિ. એમ કેટલાક દિ-

વસ ચાલ્યું આખરે ગુણકાએ તેને ઘોડો ખુંચી લેઈ કાઢી મુકયો. કહ્યું છે કેઃ—

### શ્લોક.

**पल्लव ग्राहि पांडित्यं क्रय क्रीतंच मैथुनं ।**
**भोजनंच पराधीनं तिस्त्रः पुंसां विडंबना ॥**

**અર્થ**—અહિ તહિથી એકઠી કરેલી પંડિતાઈ, પૈસા આપીને મૈથુન કરવું તથા પરાધિનપણે ભોજન કરવું એ ત્રણે દુઃખનાં ઠામ જાણવાં.

કામાંધસિંહ બિચારો છેક નિરાશ થઈને ઉદાસ મોઢે ચાલતો થયો. ચાલતો ચાલતો પેલા સુદર્શન શેઠ રહેછે તે સૂર્યપુર નગરીમાં આવી પહોંચ્યો. હવે આ વાત આંહીથી રહી, ને પેલા સુદર્શન શેઠની સૂર્યપુર નગરીમાં શી ગતિ થઇ તે સાંભળો.—

એક દિવસ સુદર્શન શેઠ ઘોડો પાવા સારૂ જાયછેઃ પોતે મહા સ્વરૂપવંત છે અને ઘોડાને લટકતી ચાલે હાંકેછે. તે જોઈને ત્યાંના **સૂર્યસિંહ રાજાની રૂપસુંદરી રાણી** તેના ઉપર મોહિત થઈ ગઇ તેથી તેણે એક દાસીને સુદર્શન શેઠને પોતાની મેઢી ઉપર તેડી લાવવા સારૂ મોકલી. હવે આંહી રાણી શેઠની સાથે ભોગ ભોગવવાની ઈચ્છાએ છત્રપલંગ બિછાવી ઉપર ખુશબોઇ છાંટી, પોતે વસ્ત્રાલંકાર સજી બની ઠણીને તેની વાટ જોતી બેઠી છે. દાસી, શેઠનો ઘોડો નીચે બાંધી તેને કાંઇ પૂછવાના મિસે ઉપર તેડી લાવી. રાણીએ શેઠને આદરસત્કાર દીધો અને પેલા પલંગ ઉપર બેસવાનું કહ્યું પણ શેઠ, તે ઉપર નહિ બેસતાં નીચે બેઠા. રાણી તેને મોહિત કરવા સારૂ મધુરતાથી વિનોદ વાક્ય બોલવા લાગી. શેઠ, તરત ચેતી ગયા

તેથી નીચુંનેનીચું જોઈ રહ્યા. શેઠે રાણીને કહ્યું કે–કેમ રાણીજી, મારૂં શું કામ છે? મને આંહી એકાંતમાં કેમ તેડાવ્યો છે? જે પૂછવું હોય તે પૂછી લ્યો. મારે ઘણી જરૂરનું કામછે. રાણીએ કહ્યું કે શેઠજી, તમારૂં કામ તો ઘણું છે પણ તમે ઉતાવળ કરોછો એ ઠીક નહિ. કામ (કામદેવ) તો તમારી પાસેજ છે ને કામ કામ શું કરોછો? એવું કહીને દાસીને ઇશારત કરી કે શેઠને ઉચકીને પલંગમાં બેસાર્યા, ને નિર્લજપણે અંગોપાંગ નિરખાવવા તથા નખરાં કરવા લાગી તોપણ શેઠ ચળિત થયા નહિ. ત્યારે રાણી બોલી કે હે! ભાગ્યશાળી પુરૂષ! આજ તમને દેખીને મને કામાગ્નિ વ્યાપ્યો છે માટે મારી સાથે ભોગ ભોગવો તો હું તમને ન્યાલ કરીશ. હીરા, મણી, માણેક, મોતી જે માગશો તે આપીશ.

**સુદર્શન**—હે! માતાજી! મારે પરસ્ત્રીનો નિયમ છે માટે કોટી ઉપાયે પણ મારૂં શિયળ ખંડિત કરીશ નહિ.

**રાણી**—હે! પરદેશી! તું મારી સાથે ભોગ ભોગવીશ તો તને હું મારા રાજ્યમાં પ્રધાનપણું આપીશ; નહિ ભોગવે તો આ તરવારે કરી તારૂં શિર છેદીશ.

**સુદર્શન**—માતાજી! કાલ છેદતાં હો તો આજ છેદો પણ હું એ નીચું કામ નહિ કરૂં.

એવી રીતે રૂપસુંદરી રાણીએ સુદર્શન શેઠને ઘણી લાલચ તથા બીક બતાવી પણ સુદર્શન શેઠ એકના બે થયા નહિ તેથી રાણીએ તેને દાસી પાસે ધક્કા મરાવીને નીચે ઉતારી મૂક્યો. અને રાજાને ફરિયાદ કરી કે આ પરદેશીએ અમારી બેઅદબી કરી તેથી રાજાએ તેના ઉપર અત્યંત ક્રોધાયમાન થઈ વગર તપાસે તેને ફાંસી દેવાનો હુકમ કર્યો.

સુદર્શન શેઠને સિપાઇઓ ઝાલીને ફાંસી દેવા લેઈ જાયછે

ત્યાં હજારો લોકોની ઠઠ વાંસે ચાલી જાયછે. કોઇ કહેછે કે મારોસાળો પરદેશી વ્યભિચારી છે અને કોઇ કહેછે કે રાણી વ્યભિચારી છે. તેની મનકામના પૂરી નહિ થઈ હોય તેથી એ બિચારાને માથે આળ મૂકી ફાંસી દેવરાવે છે એમ સહુ સહુની મરજી માફક બોલવા લાગ્યાં. શેઠને ફાંસીના લાકડા ઉપર ચઢાવી ગળે ફાંસો નાખવા જાયછે એટલે દોરી તૂટી ગઇ તેથી ફરીથી મજબૂત દોરીનો ફાંસો નાખ્યો એટલે શિયળ પ્રભાવે કરી પાલખી થઇને રહી તેના ઉપર શેઠ બેઠા ને જયજયકાર શબ્દ થયો તથા ઉપર ફૂલની વૃષ્ટિ થઇ. કહ્યું છે કે—"સત્ય બચન ઔર દીનતા, પરસ્ત્રી માત સમાન; ઈનકો ન મિલે ભગવાન સો, તુલસીદાસ જમાન."

આ બનાવ જોઇ સર્વેને આશ્ચર્ય લાગ્યું તેથી આખું શહેર ઉમટીને સુદર્શન શેઠને મોતીના થાળ ભરીને વધાવવા તથા દર્શન કરવાને આવ્યું. રાજા પણ શેઠની માફી માગવા સારૂ આવ્યો અને ગાજતે વાજતે શેઠને શહેરમાં લેઇ જઇ પધરામણી કરી.

રાજાએ શેઠની ઘણા કાલાવાલા કરી માફી માગી અને કહ્યું કે–માગો–માગો–જે માગો તે આપું. ત્યારે શેઠે કહ્યું કે, મારે કાંઈ જોઇતું નથી પણ રૂપસુંદરી રાણીને તમારે કાંઇ શિક્ષા કરવી નહિ. રાજાએ તે વાત કબૂલ કરી સુદર્શન શેઠને રાજાએ પ્રધાનપણું આપવા માંડયું પણ તેમણે લીધું નહિ પણ ઘણા આગ્રહથી રાજાએ તેમને કેટલાએક દિવસ પોતાના શહેરમાં રાખ્યા. હવે આંહી સુદર્શનશેઠ પેલા કામાંધસિંહની ખોળમાં બેઠાછે.

કામાંધસિંહને ગુણકાએ વિદાયગીરી આપી એટલે તે

ફરતો ફરતો આ સુદર્શનશેઠ છે તે સૂર્યપુર નગરીમાં આવી પહોંચ્યો. આંહી બંને મિત્રોનો મેળાપ થયો. કમાંધસિંહની છેક દુર્બળાવસ્થા અને કંગાલપણું જોઇ શેઠને બહુ દીલગીરી થઇ તેથી જોઇતો પોશાક આપી પોતાની પાસે રાખ્યો. કેટલાક દિવસે કામાંધસિંહ હતો તેવો થયો. આંહી બંને મિત્રો એશારામમાં દિવસ ગુજારે છે અને પોતાના વતનમાં જવાની તૈયારીમાં છે તેવામાં એક વિઘ્ન આવી પડયું તે સાંભળોઃ—

એક દિવસ કામાંધસિંહ ઘોડાને પાણીપાવા સારૂ જાયછે. ત્યાં પેલી રૂપસુંદરી રાણીએ તેને દીઠો. આ કામાંધસિંહ પણ કામદેવ જેવોછે તેથી રાણી તેના ઉપર આશક થઈ તેથી તરત દાસીને તેડવા સારૂ મોકલી. દાસી તેને કાંઇ કામના મિસે મેઢી ઉપર તેડી લાવી. એટલે બીજી દાસીએ તેનો હાથ ઝાલીને પલંગ ઉપર બેસાર્યો અને રાણીએ તેનાથી સંગ કર્યો. હવે આ કામાંધસિંહ અને રાણીને તો ખૂબ પ્રીતિ થઇ * કહ્યુંછે કે, "એસાને મળ્યા તેસા." આ રાણી પણ તેવી અને કામાંધસિંહ પણ તેવો (વ્યભિચારી) એટલે પછી પૂછવું શું? કામાંધસિંહ તો હવે રાત્રી દિવસ ત્યાંનો ત્યાં પડી રહેવા લાગ્યો. પણે સુદર્શનશેઠ તેની ખોળ કરેછે પણ પત્તો લાગતો નથી.

---

* જે માણસ વ્યભિચારી થયો પછી ગમેતેવાં દુઃખ પડે છે તોપણ તે બૂરીલત છોડતો નથી. જો ઉમરલાયક થતામાં સૂધર્યો તો સૂધર્યો, નહિ તો પછી એ દુર્ગુણ તેના ભેગો ચિતામાં બળવાનો! કહ્યુંછે કે "સોળેસાન, વીસેવાન, નહિ તો પછી ગદ્ધાસમાન." જેઓ એ બૂરી લતમાં પડ્યાછે તેઓ આખરે છેક ચીંથરેહાલ થયાછે અને છેક દુર્મણુ મર્ણું પામ્યા છે.

એક દિવસ સૂર્યસિંહ રાજાને રૂપસુંદરી રાણી ઉપર કાંઈ વહેમ આવવાથી અરધીરાતે છાનોમાનો એકલો તેના શયનગૃહમાં ગયો. ત્યાં પેલા કામાંધસિંહ અને રાણીને સૂતેલાં દીઠાં એટલે તેને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો તેથી મ્યાનમાંથી તરવાર કાઢી એકદમ બંનેના ઉપર ઘા કર્યો તે રાણીને વાગવાથી મરણ પામી અને કામાંધસિંહ ઘવાયો પણ ઉઠી ઉભો થયો—આંહી બંને ક્ષત્રીઓનું યુદ્ધ થયું તેમાં કામાંધસિંહે પોતાની કમ્મરમાંથી કટાર કાઢી સૂર્યસિંહને મારી તેથી તે બેશુદ્ધ થઈ પડયો.

આ ગરબડ સાંભળી પોલીસના સિપાઈઓ ધાઈ આવ્યા અને કામાંધસિંહને પકડી લીધો. અને તેને ખૂબ ટાઢો માર મારી અદમુઆ જેવો કીધો તો પણ તેને જીવતો દવાશાળામાં મોકલી દીધો. અને રાજાને ત્યાંથી ખાટલા ઉપર લીધો અને દવાદારૂ કરવા માંડી. પેલી રાણીની લાસને અગ્નિદાહ દીધો.

કેટલેક દિવસે કામાંધસિંહ તથા સૂર્યસિંહ સાજા થયા. એટલે રાજાના હુકમ પ્રમાણે કામાંધસિંહને ફાંસી દેવા સારૂ બાંડા ગધેડા ઉપર બેસારી માથે ચૂનો ચોપડી કોટે ખાસડાંનો હાર નાખી આખા શહેરમાં વરઘોડો ફેરવી શહેર બહાર લેઇ ગયા. ત્યાં તેને ફાંસીના લાકડા ઉપર ચઢાવ્યો એટલે પૂછવામાં આવ્યું કે તારે કાંઇ કહેવું છે અથવા કાંઇ જોઇએછીએ? આના જવાબમાં કામાંધસિંહે કહ્યું કે મારે કાંઇ જોઇતું નથી પણ પેલા સુદર્શનશેઠને મારી પાસે બોલાવો; મારે કાંઇ કહેવું છે.

સુદર્શનશેઠ રાજાના તેડાવ્યાથી આવ્યા અને તેમણે ઊંચું જોયું તો ફાંસીના દાદરા ઉપર પોતાના મિત્રને દીઠો

તેથી તરત આંખમાંથી ટપક ટપક આંસુ પડવા લાગ્યાં. તેથી કામાંધસિંહે કહ્યું કે હે પરમપ્રિય ભાઇ! મેં તમને આંહી દીલગીર થવા સારૂ કે પક્ષ કરવા સારૂ તેડાવ્યા નથી પણ આ છેલ્લીવારની મુલાકાત કરવા સારૂ તથા મારે મારા જાતના અનુભવથી સર્વે મળેલા સમાજને બોધ આપવા સારૂ બે બોલ કહેવા છે તેમાં સહાયભૂત તથા સાક્ષીભૂત થવા સારૂ તમને તેડાવ્યા છે. તમે તો મને ઘણો ઉપદેશ દીધો હતો પણ મેં મારાં બૂરાં કર્તવ્ય છોડ્યાં નહિ, તો એનું બૂરૂં ફળ મને આજે મળ્યું છે તો એ વ્યાજબી છે. એમ કહી કામાંધસિંહ ફાંસીના દાદરા ઉપર ઉભો રહી નીચે પ્રમાણે બોલવા લાગ્યો.—

અરે! મારા ઉપર દયાભાવથી જોનાર દયાળુ સદ્ગૃહસ્થો! તમે મને ફાંસીએ ચડતો દેખી આટલાબધા દીલગીર થયાછો પણ મને આજે જે શિક્ષા થઇછે તે વ્યાજબી થઇ છે. માટે દીલગીર થવાનું કાંઈ કારણ નથી. કહ્યુંછે કે "કરેગા સો પાવેગા અને વાવેગા સો લણેગા" મને મારાં બૂરાં કર્તવ્યનું બૂરૂં ફળ મળ્યું છે તો તમે તે કર્તવ્યથી દૂર રહો તે માટે હું તમારા ભલાને સારૂ મને જે દુઃખ પડ્યાં તે ટૂંકામાં કહી બતાવુંછું. તે લક્ષ દેઇ સાંભળો.—

મારો આ વખત ઈશ્વર સ્મરણ કરવાનો છે પણ મેં અઘોર અઘોર પાપ કર્યાંછે તેની માફી મને ઈશ્વર ટૂંક મુદતના સ્મરણથી આપે તેમ નથી તો એ અઘોર પાપમાં પડતા મારા મનુષ્યજાતિ ભાઈઓ બચે માટે મારા અનુભવથી બે બોલ બોલુંછું તે મને ઇશ્વર સ્મરણ રૂપ થઈ પડશે; કારણકે અન્યનું ભલું ઇચ્છવું તે પણ એક જાતનું પુન્યછે.

"હું વિજયપુર નગરીના વિજયસિંહ રાજાનો ભાયાત ચાકર અને આ સામા ઉભેલા સુદર્શન શેઠ ત્યાંના નગરશેઠના

પૂત્ર અને મારા મિત્ર થાય. અમો બંને જણુ દેશાટન કરવા નીકળ્યા હતા ત્યાં ઘોડા ભડકવાથી ભૂલા પડી જૂદા પડ્યા. મને સુદર્શન શેઠની સંગતથી શિયળનો આછો રંગ લાગ્યો હતો પણુ તેને જ્યાં સૂધી પાણી ન અડયું ત્યાં સૂધી રહ્યો પછી તો છેક જતો રહ્યો.

હું જતાં રસ્તામાં તરસ્યો થયો ત્યારે મેં એક સ્ત્રી પાસે પાણી માગ્યું ત્યારે તેણે કહ્યું કે મારાથી સંગ કરો તો પાઊં ત્યારે તે વખત મારા ઉપર શિયળનો આછો રંગ હતો તેથી મેં તે કબૂલ કર્યું નહિ. વળી બીજા બે માણસો પાસે મેં પાણી માગ્યું ત્યારે એકે દારૂ પીવાનું કહ્યું અને બીજે માંસ ખાવાનું કહ્યું તે પણ મેં કબૂલ કર્યું નહિ પણ આગળ જતાં એક ગુણકા મળી તેણે મને મોહલુબ્ધ કર્યો એટલે મારો શિયળ-રંગ ધોવાઈ ગયો.

કામાંધ બન્યો એટલે તો મારે ઉપરનાં ત્રણે કૃત્યો કરવાં પડ્યાં. એક વૃદ્ધ ડોશીની ધન સારૂ ઘાત કરી વળી એક વાણિયાના ઘરમાં ખાતર પાડયું ત્યાં મ ઘણો માર ખાધો વળી લુચ્ચાઈ, દોંગાઈ અને લૂટફાટ કરી દુઃખ વેઠી તથા અનીતિ કરી પૈસો સંપાદાન કરી ગુણકાને આપ્યો તો પણુ આખરે તેણે મને બૂરાહાલે કાઢી મૂકયો. આટલું છતાં પણુ મેં તે બૂરી લત છોર્ડા નહિ.

ત્યાંથી હું નિરાશ થઈને આ શહેરમાં આવ્યો આ સુદર્શન શેઠની પાસે કેટલાક દિવસ રહ્યો-એક દિવસ ઘોડો પાવા જતાં રાણી રૂપસુંદરીએ મને એકાંતમાં તેડાવ્યો મેં તેની સાથે સંગ કર્યો અને મોહલુબ્ધ થઈ કેટલાએક દિવસ ત્યાંનોત્યાં પડી રહ્યો. હવે મારા પાપનો ઘડો ભરાયો એટલે તે ફૂટયા વગર કેમ રહે ? રાજા એક દિવસ અરધી રાતે રાણીના સયનગૃહમાં આવ્યા ત્યાં અમો બંનેને દેખી

તે ક્રોધાતુર થયા અને પોતાની પાસેથી તરવાર કાઢી અ-
મારા ઉપર ઘા કર્યો તેમાં રાણી મરણ પામ્યાં અને હું
ઘવાયો. રાજા પણ મારા કટારથી ઘવાયા. આથી પોલીસના
સિપાઇઓએ આવી મને ખૂબ ટાઢો મારા માર્યો. એ રીતે
એ માણસોનાં ખૂન મારાથી થયાં તો શું મારૂં મોત
ન થવું જોઇએ ?

સુદર્શન શેઠને ફાંસી દેતાં શિયળ પ્રભાવથી પાલખી થઇ
હતી તે સર્વ સમાજ જાણોછો તો શિયળ વ્રત પાળવાથી
કેટલો ફાયદો છે તેથી સર્વે વાકેફ થયાછો. તો પરમેશ્વરે ત-
મને વ્યાભિચારથી થતાં નુકસાનો દેખાડવા સારૂજ મને
આંહી મોકલ્યો હશે. માટે અરે! સદ્‌ગૃહસ્થો ! મને આ
બૂરી લતથી જે બૂરાં ફળ મળ્યાંછે તે ધ્યાનમાં લેઈ તમે સર્વે
તેથી દૂર રહો એજ મારી વિનતિ છે. અને હવે આ
છેલ્લી સલામ છે."

**હવે સુદર્શનશેઠ કહેછેઃ—**

**દોહરા.**

**"ચોરી, જુઠ, ગુના વળી, અધર્મ ને અન્યાય;**
**વિવિધ દોષ વ્યભિચારના, કુકર્મમાં કે'વાય. ૧**
**લાજ ઘટે સહુ લોકમાં, શત્રુતા શિર થાય;**
**અકાળ મૃત્યુ ઊપજે, જીવ કદાપિ જાય. ૨**
**સદ્‌ગુણ સઘળા હોય પણ, ચિત્ત ચાહે વ્યભિચાર;**
**જશ નવ પામે જગતમાં, કરે લોક ધિક્કાર. ૩**
**ઉત્તમ બુદ્ધિ ન ઉપજે, સૂઝે ન ઉદ્યમ સાર;**
**ગર્થ ગુમાવે ગાંઠનો, જાર કમ કરનાર. ૪**
**કૂપ પડી મરવું ભલું, પીવું ભલું વિષપાન;**
**અનેક દુઃખની આપદા, નહિ વ્યભિચાર સમાન. ૫**
**નામ બૂડાડે બાપનું, કુળમાં ધરે કલંક;**

ટળે ન કદિયે ટાળતાં, એ લાંછનનો અંક. ૬
નાક કપાયું તે કદી, ફરી ન સાજું થાય;
લાંછન લાગ્યું તે કદી, જાર તણું નહિ જાય. ૭
પાછળથી પસ્તાય પણ, અંતે નહિ ઉપાય;
પડી પટોળે ભાત તે, જીર્ણ થતાં નવ જાય. ૮
માણસમાં ઉજળે મુખે, બોલી શકાય ન બોલ;
વ્યભિચારીનો વિશ્વમાં, તરણા તુલ્યે તોલ. ૯
હોય રાય કે રાંક પણ, નિશ્ચે બહુ નિંદાય;
શ્વાન તુલ્ય સહુકો ગણે, જીવતો પ્રેત જણાય." ૧૦

પદ—રાગ કાફી.

જીવડા, માં કર તૂં વ્યભિચાર—ટેક.

"લપટ ઝપટથી પકડે પિશાચા, નાખીદે નર્ક ખાડ જી૦ ૧
ધન ધાત ને ચિત્તચતુરાઈ, ચૂસી લે તે ગમાર. જી૦ ૨
શોક કરીશ જ્યારે સંધું જશેકો, થાય ન સંગીધાર. જી૦૩
ઝટ ઝટ ઝટ ગટપી બ્રહ્મ રસ તૂં, નર્મદ તજીને જાર." જી૦૪

**શ્લોક.**

**आयुः क्षातिं विकलता त्यु पहास्य ताच ।**
**निंदार्थ हानि लघुताच गातिः परत्र ॥**
**स्यादेव यद्यापिरते नपरांगनाया ।**
**प्राहुस्त थाप्य नधामित्यपि कारणेन ॥१॥**

અર્થઃ—૧ પારકી સ્ત્રી ભોગવ્યાથી આયુષ્ય ઘટે છે, ૨ શરીર નિઃસત્વ થાયછે, ૩ લોક મશ્કરી કરેછે, ૪ સર્વે નિંદા કરેછે, ૫ દ્રવ્ય તો ઘણુંજ ઘટેછે, ૬ મોટપણું જઈને હલકાપણું આવેછે, અને ૭ આ લોકમાં તથા પરલોકમાં દુઃખ ઘણું થાયછે. એ સાત પ્રકારની મોટી હાનીઓ છે.

વ્યભિચારમાં આવા અવગુણ છે. માટે અરે! શ્રોતાજનો! તમે તેનાથી દૂર રહો એ મારી વિનતિ છે.

આ પછી કામાંધસિંહે થોડી મુદત સૂધી ઈશ્વર સ્મરણ કર્યું ત્યારબાદ જેલરે ફાંસીનો દાદરો પાડી નાખ્યો એટલે તે તેને લાકડે અદ્ધર લટક્યો અને પોતે કરેલાં કુકર્મોને લીધે લાંબી મુદત સૂધી તરફડી રીબાઈ ઘણું દુઃખ પામી મરણ પામ્યો. પછી તેની લાસને અગ્નિદાહ દેવા લેઈ ગયા. સુદર્શન શેઠ પોતાના મિત્રને બાળી ઘણા અફસોસ સાથે પોતાના મૂળ વતને ગયા.

### હિત શિક્ષા.

**વ્યભિચારી નર નર્કમાં પડશે, સુખસંપત્તિ ખોશેજી;**
**વચન ફળેને સ્વર્ગ મળે એ, શિયળવંતને હોશે. સુણજો. ૮**



## (૯) चोरी ए निर्धनतानुं मूळ.

### ( પાણુજી અને મીણુજીની વાત. )

**ચોરપલ્લી** ગામમાં ઘણા ચોર લોકો વસતા હતા ત્યાં **સતોજી** કરીને એક કોળી રહેતો હતો. તે ખેતીનો ધંધો કરતો હતો અને પાસે એક હજાર રૂપીઆની મૂડી હતી. વળી તે ચોરી કરતો નહિ તેથી તેની ગામમાં આબરૂ પણ સારી હતી.

તેને બે દીકરા હતાઃ મોટાનું નામ **પાણુજી** અને નાનાનું નામ **મીણુજી** હતું. તે બંને નાનપણથી* કુસંગતે કરીને ચોરીનો ધંધો શીખ્યા હતા. પાણુજી-પથ્થર સમ કઠણ કાળજાનો હતો અને મોટી મોટી ચોરીઓ તથા લૂટફાટ

*ચોરીરૂપી બાવળ વૃક્ષનું મૂળ માણસોના હૃદયરૂપી ખેતરમાં નાનપણથીજ નખાયછે. તેને જો તેઓનાં માબાપ ઉગતાંવેંત ખેંચી કાઢેછે તો નાશ પામેછે. કેટલાંકનાં માબાપો પાણી સીંચેછે (પુષ્ટી આપેછે) તથા આંખ આડા કાન કરેછે તેથી મોટપણમાં મોટું વૃક્ષ બનેછે તેના કાંટા પછી સર્વે કુટુંબીઓને વાગેછે !!

કરવામાં અગ્રેસર હતો. મીણજી, પાણજીની સલાહ પ્રમાણે ચાલતો છતાં જરા પોચા કાળજાનો હતો; કારણ કે તે થોડું ઘણું લખતાં વાંચતાં શીખ્યો હતો તેથી ચોપડીઓ વાંચીને તેને કાંઇક સદ્બોધ લાગ્યો હતો પણ પાણજીની સોબતે કરીને તેની દાનત સાફ થઈ નહોતી. પણ મનમાં કાંઇક ઈશ્વરનો ડર રાખતો હતો.

સતાજીના મુઆ પછી અનીતિનું નાણું ઘરમાં ઘાલવાથી તેઓ બાપની મિલ્કત તથા આબરૂ ખોઈ બેઠા હતા અને "અન્નને ને દાંતને પણ વેર થયું હતું." કહ્યુંછે કેઃ—

**દોહરો.**

**નાણું અીન નીતિ તણું, નિશ્ચય નહીં રે'નાર;**
**મિયાંજી લાવે મૂઠિએ, અલ્લા ઉંટ હરનાર. ૧**

વળી કહ્યુંછે કેઃ—

**श्लोक.**

**अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ।**
**प्राप्ते एकादशे वर्षे, समूलंच विनश्यति ॥१॥**

**અર્થ**—ખોટા માર્ગથી મેળવેલો પૈસો ઘણો ટકે તો દસ વર્ષ સૂધી ટકે એ પછી અગ્યારમે વર્ષે તે સઘળો જાયછે.

પાણજી ને મીણજીના ઘરમાં વીશ હાથનો વાંસ ફરતો હતો. ઘરમાં કોડી નહિ અને કોઠીમાં ભરવાનું નહિ. કહ્યુંછે કે, "ધર્મો જય અને પાપે ક્ષય." વળી કહ્યુંછે કે, "ભીખનાં હાંલ્લાં સિકે ચઢેનહિ અને નિસાસાનો માલ પહોંચે નહિ". તેઓએ ખેતીનાં ઓજાર પણ વેચી ખાધાં હતાં અને ખેતીનો ધંધો બીલકુલ કરતા નહોતા માત્ર ચોરી કરીનેજ પોતાનું ગુજરાન ચલાવતા હતા.

આથી તેમની ખ્યાતી એટલીબધી હતી કે આસપાસના ગામમાં ચોરી થતી તોપણ તરત તેમને ડસકલા પહેરાવ-

વામાં આવતા હતા. કહ્યુંછે કે, "નામિચો ચોર માર્યો જાય અને નામિચો વાણિયો રળી ખાય."

એક દિવસ પાણુજીએ મીણુજીને કહ્યુંકે ભાઇ, ચોરી કરતાં આપણુને ઘણાં વરસ વીત્યાં પણ આપણી પાસે મૂડી થઇ નહિ તેમ ધરાઈને ધાન્ય પણ પામ્યા નહિ. માટે હવે તો કોઇ મોટા શેઠીઆને ઘેર ખાતર પાડીને ઘણો પૈસો લાવીએ તો ઠીક; નહિતો આમાંને આમાં આપણી આવરદા પૂરી થશે. એમ વાતચીત કરી તેઓએ ત્યાંથી દસ ગાઉ ઉપર એક **ધનપુર** કરીને ધનવંત શેહેર હતું ત્યાં જઇને કોઇ શેઠીઆના ઘરમાં ખાતર પાડવાનો ઠરાવ કર્યો.

બીજે દિવસે તેઓ સવારમાં વહેલા રોટલા ખાઇને **ધનપુર** જવા નીકળ્યા. પાંચેક ગાઉ ગયા એટલે તાપ થયો તેથી માર્ગમાં જતાં **સત્યપુર** કરીને એક ગામ આવ્યું તેની ભાગોળમાં વડની છાયાએ બપોરા ગાળવા બેઠા. ત્યાં દેવતા સળગાવી હુક્કો ભરી પીએછે એવામાં એક કોળણ-ફાટલો સાલ્લો ઓઢયો છે અને ફાટલો ઘાઘરો પહેર્યોછે તથા ઘાઘરાનો ખોળો વાળ્યોછે અને કાખમાં છોકરૂં તેડયુંછે એવા વેષે સ્વાસ ભરી દોડતી આવેછે.

તેનું નામ **સંતોક** હતું. તેને બે દીકરા અને બે દીકરીઓ હતી તે સર્વે દસ વરસની અંદરનાં હતાં અને તેનો ધણી આંધળો ને અપીણીઓ હતો તેથી ઘરમાં ખાધા પીધાની ઘણી વેળા પડતી હતી. પોતે ડોડી વીણીને તથા ભારા વેચીને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતી હતી અને ધણીનું અપીણ પણ પૂરૂં પાડતી હતી. આટલું છતાં પણ તેની દાનત ઘણી સાફ હતી.

તે આ વખત ગામની ભાગોળમાં એક બાવણી છોડી સાથે લેઇને ડોડી વીણુવા આવી હતી. ત્યાં આગળ પેલા પાણુજી અને મીણુજી બેઠા છે તેની નજીકમાં એક આંબાનું

ખેતર હતું તેની છાયા તળે એક વાણીઆની જાન બપોરા ગાળવા ઉતરી હતી તે ત્યાંથી ટાઢો પહોર થવાથી ઉપડી. એટલે તેમાંના એક જણનો ઘરેણાનો ડાબડો સરતચૂકથી ત્યાં પડ્યો રહ્યો હતો તે આ સંતોકે દીઠો તે તેણે લેઈને તેના માલિકને આપવા સારૂ—**કાખમાં તેડી છોડી અને ખોળામાં લીધી ડાડી અને જાય દોડી દોડી!!**

તે આ બે ભાઈ બેઠા છે ત્યાં આગળ વિશ્રામ લેવા ઉભી રહી. તેને પાણજીએ કહ્યું કે, અલ્યો! કેમ દોડોછો?

**સંતોક**—પેલી જાનવાળામાંના કોઈનો ડાબડો પણે પડ્યો રહ્યો હતો તે તેના ધણીને આપવા જાઉંછું.

**પાણજી**—એ ડાબડામાં ઘરેણું હશે તો તેથી તમારૂં જન્મારાનું દરિદ્ર નીકળી જશે. તો તમારે પાછો શું કરવા આપવો જોઈએ? તમે ક્યાં ચોરી કરવા ગયાં હતાં? માર્ગમાંથી જડ્યો છે. વળી તેના ધણીને ખબર પણ નથી કે તમને જડ્યો છે તો તમારે તેને સામો ખોળીને આપવા શું કરવા જવું જોઇએ? તમારા જેવાં ગાંડાં કોણ હોય કે લક્ષ્મી હાલી ચાલીને ઘેર આવે તેને કાઢી મૂકે?

**સંતોક**—ભાઈ! મારે એવો હરામનો માલ ખપતો નથી. જ્યારે એના ધણીને ડાબડો ખોવાયાની માલૂમ પડશે ત્યારે એ કેટલો બધો હાયવલાય કરશે? અરેરે! આપણો જીવ એવો સહુનો જીવ!! આપણી એક પાઇ ખોવાય છે તો આપણને કેવું લાગેછે? તો આમાં તો કોણ જાણે કેટલાય હજાર રૂપીઆનો માલ હશે. વળી આપણે કેટલા કાળ કાઢવા છે તે એવો નિસાસાનો માલ લઇએ? પરમેશ્વરે દાંત આપ્યા છે તો ચાવણું આપશે.

એવી વાતો કરેછે એવામાં ત્યાં પેલા ડાબડાનો ધણી **નિર્ધનશા** ડાબડાની શોધ કરવા સારૂ બે બાકળો શ્વાસ ભર્યો દોડ્યો આવેછે. તેનું મોં શીઆવીઆ થયેલું જોઇ ત-

થા દોડતો જોઈ સંતોકે પૂછ્યું કે હે ભાઈ! તમે આમ શ્વાસ ભર્યા કેમ દોડોછો? તમારૂં કાંઈ ખોવાયછે?

**નિર્ધનશા**—(અતિશય ગરીબાઈથી દયામણે મોંઢે) અરે! બેન! મારો ઘરેણાનો ડાબડો પેલા આંબાવાડીઆમાં પડયો રહ્યો હતો તે હવે કોણ જાણે કોના હાથમાં આવ્યો હશે? તે જો જડનારના દિલમાં પરમેશ્વર વસે ને અપાવે તો આપે, નહિ તો રસ્તો ધોરી છે માટે શી ખબર પડે કે કોને જડયો છે? અરેરે! એ ડાબડામાં હું કેટલું-એક પારકું ઘરેણું માગીને લાવેલો તે ભર્યું છે. મારૂં ગયું તેની તો હું ફિકર રાખતો નથી પણ પારકાને શું આપવું? મારી પાસે જો પૈસા હોત તો હું મારા ઘરનું કરાવી આપત પણ આટલો અફસોસ કરત નહિ પણ હવે એ માણસને શું મોં દેખાડવું? અરેરે! મને ઘેરથી નીકળતાંજ આડી બિલાડી ઉતરી હતી પણ હું નિર્ભાગી પાછો વળ્યો નહિ. હવે તો આ હડ હડતા કળિયુગમાં એવું સત્યવંત કોણ હોય કે જડેલો માલ પાછો આપે અને ડાબડો દેખી ન લોભાય? મેં તો ખોવાયો છે ત્યારથીજ આશા મૂકી છે પણ મરવાના મનસુબેજ પાછો આવ્યો છું કારણકે ઘેર જઈને જેનું ઘરેણું માગી લાવ્યોછું તેને શો જવાબ દેવો? અને શું મોં દેખાડવું? માટે કૂવામાં પડતું મૂકી મારો પ્રાણ ખોઇશ. શીવ! શીવ! શીવ!! હવે તો મરવા વગર છૂટકો નથી. એમ કહી ઉભો હતો ત્યાંથી એકદમ પડતું મૂકી ધ્રુશકે ને ધ્રુશકે લમણે હાથ મૂકીને રૂએછે.

નિર્ધનશાને રોતો દેખીને સંતોકની આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં અને બોલી કે, શેઠજી, તમે રોશો નહિ; એ ડાબડો મને જડયો છે અને તમને આપવા સારૂ હું આવતી હતી, પણ તેવામાં તમે સામા મળ્યા માટે નિશાની બતાવીને તમારો ડાબડો લ્યો.

"ડાબડો લ્યો" એવું સાંભળતાંજ નિર્ધનશા રોમાંચિત થયો અને ડાબડાની નિશાની બરાબર પૂરી તેથી સંતોકે ડાબડો તેના હાથમાં મૂક્યો અને બોલી કે—"ભાઇ, તમારો માલ સંભારજો." ડાબડો લેઇને નિર્ધનશા ઉજમાળ થયો; જેમ અંધને નવાં ચક્ષુ આવે તેમ.(વાંચનાર! જોજો; આવી છેક કંગાલ હાલતની સ્ત્રીએ પણ ધનથી નહિ લોભાતાં માલ કેવો પાછો આપ્યો છે? ધન્ય છે! સંતોકની પ્રુનીઆતીને!!)

નિર્ધનશાએ ડાબડો ઉઘાડીને માંહેથી એક રૂ ૨૫) ની કિમ્મતનું માદળિયું કાઢીને સંતોકની ડોકમાં નાખ્યું અને બોલ્યો કે, હે બેન! તમે આજથી મારી બેન છો અને હું તમારો ભાઈ છું માટે તમને જેટલો સાસરવાસો કરૂં તેટલો થોડો. તમે મને આજે જીવતદાન દીધું છે તેનો બદલો હું શી રીતે વાળી શકીશ?

સંતોકે તરત ડોકમાંથી માદળિયું કાઢીને નિર્ધનશાના ખોળામાં પાછું નાખ્યું અને બોલીકે હે ભાઇ! હું એવો વગર મહેનતનો માલ લેતી નથી. મને પ્રભુએ હાથપગ આપ્યા છે અને ખાવાને સારૂ ડોડી વાડામાં જોઇએ તેટલી નીપજાવી છે તો મારા આ હાથપગ અને એ ડોડી સલામત જોઈએ! હું તમારો વગર મહેનતનો માલ લેઇને કયે ભવ છૂટું?

**નિર્ધનશા**—બેન, તમે મને આજે નવો અવતાર આપ્યોછે તેના બદલામાં હું જે કાંઈ આપુંછું તે છેક થોડું છે માટે તે કબૂલ કરો અને મારૂં મન ખુશી કરો.

**સંતોક**—ભાઈ, હું કોડ ઉપાયે પણ એ લેનાર નથી માટે ખાલી મહેનત કરશો નહિ અને તમે તમારા રસ્તે ચાલતા થાઓ.

છેવટ નિર્ધનશાએ રૂ૫) કાઢીને આપવા માંડ્યા તે પણ લીધા નહિ. પણ તેનો બહુ આગ્રહ જોઇને બોલીકે, જાઓ

તમારી બહુ તાણખેંચ છે તો મારી તરફથી એ રૂપીઆ કોઇ આંધળાં લૂલાંને આપી દેજો. એમ કહી સંતોક તથા નિર્ધનશા પોતપોતાને ઠેકાણે ગયાં.

**હવે મીણુજી, પાણુજીને કહેછેઃ**—ભાઈ, જોયું કે? સંતોકે જડેલો માલ પણ લીધો નહિ, એટલુંજ નહિ પણ પેલા વાણીઆની બક્ષિસ પણ લીધી નહિ. વળી એના શરીર ઉપર પૂરાં લૂગડાં તો પહેરવા હતાં નહિ અને ઘરમાં ખાવા ધાન્ય પણ હતું નહિ તેમછતાં આવા અથાગ માલથી લોભાઈ નહિ. અને આપણે તો પારકું ખાતર પાડીને લોકોના કોઠા કકળાવીને માલ લાવીએછીએ તો આપણે કયે ભવ છૂટીશું? માટે હું તો આજથી ચોરી કરવા નહિ આવું. તારે જવું હોય તો તું એકલો જા.

**પાણુજી**—(કપટથી) હા ભાઈ, મારૂં મન પણ એમજ કહેછે કે ચોરી ન કરવી પણ આપણે ઘેર જઇને ખાઇશું શું? વળી આપણુને કોઈ ધીરનાર પણ નથી કે ખેતી કરીએ માટે એકવાર ચોરી કરીને પછી બંધ કરીશું.

એવી રીતે કહી પાણુજીએ મીણુજીને ઘેર જવા દીધો નહિ. અને બંને જણ ત્યાંથી ચાલ્યા તે પેલા ધનપુરની સીમમાં આવીને પડ્યા ત્યાંથી રાતના બાર ઉપર એક વાગ્યે સહુ જળ જંપ્યું (સહુ ઊંઘી ગયું) એટલે તેઓ શુકન જોઈને ગામમાં પેઠા. ત્યાં "ધનપાળશા" કરીને એક ગૃહસ્થ વાણીઆના ઘરમાં ખાતર પાડીને દાખલ થયા.

હવે આંહી ધનપાળશા તથા તેનો દીકરો બે પૈસાની ભૂલ માટે મેડા ઉપર દીવો બાળી ચોપડા લેઈ નામું તપાસે છે અને બાપ, દીકરાને ખીજેછે. આ જોઈ પેલો મીણુજી, પાણુજીને કહેછે કે ભાઈ, જોયું કે? જે બે પૈસા માટે અત્યાર સૂધી દીવો બાળી ઉજાગરો વેઠી મહેનત કરેછે તેનું

જ્યારે આપણે બોહોળું ધન લેઇશું ત્યારે એ પ્રભાતે કેટલી બધી હાયવલાય કરશે? હું ધારૂંછું કે વખતે પ્રાણ પણ તજશે. માટે મારેતો આની એક પાઈ પણ લેવી *અગરાજ બરાબર છે.

આથી બંને ભાઈઓ ત્યાંથી ઠાલામાલા બહાર નીકળ્યા અને એક ગુણકાના ઘરમાં ખાતર પાડીને પેઠા. ત્યાં ગુણકા—એક કોઢીઆ અને કરૂપ પુરૂષથી વિષય સુખ ભોગવેછે અને તેને પતિસમ લેખવે છે. આ જોઇને મીણજીએ પાણજીને કહ્યું કે—આવું નીચ કામ તથા ગુલામી કરીને મેળવેલો પૈસો પણ લેવો ઘટિત નથી. એમ કહીને તેઓ ત્યાંથી ઠાલામાલા બહાર નીકળ્યા.

ત્યાંથી વળી એક બ્રાહ્મણના ઘરમાં ખાતર પાડીને પેઠા. ત્યાં બ્રાહ્મણ ઉંઘમાં પડ્યો પડ્યો સ્વસ્તિ બોલેછે અને લવેછે કે, તમારો જય થજો—તમારો વિજય થજો—તમારા એકના એકવીશ થજો—તમે ભોજ સમાન છો—એક ઘણું દાન સહસ્ત્ર ઘણું પુન્ય. આવું સાંભળીને મીણજીએ પાણજીને કહ્યું કે, આવી રીતનો આશિર્વાદ દેઇને તથા સ્વસ્તિ કહીને ગરીબાઈથી મેળવેલો પૈસો પણ લેવો ઘટિત નથી તેથી ત્યાંથી પણ ઠાલા માલા બહાર નીકળ્યા. એટલે વહાણું વાવા આવ્યું તેથી પોતાના મુકામે આવ્યા.

પ્રાતઃકાળ થયો એટલે બંને ભાઈઓ દાતણ પાણી કરી હુકકો ભરી પીતા પીતા પાસેના ગામમાં કોઈ સગાને ઘેર રોટલા ખાવા સારૂ જવા નીકળ્યા. તેઓ ગામમાં પેઠા એટલે નિશાળમાં એક છોકરો શામળભટની બનાવેલી નીચેની કવિતા મોટા સાદથી મહેતાજી આગળ બોલતો હતો. (આ કવિતા ઘણી બોધદાયક હોવાથી અત્રે દાખલ કરી છે.)

---

* અગ્રાહ્ય=ગ્રહવા જોગ નહિ તે.

## ચોપાઇ.

“કાચો પારો ખાવો અંન, તેવું છે ચોરીનું ધંન;
કાચી ખાવી છે હરતાળ, તેવો છે ચોરીનો માલ. ૧
માથા ઉપર ભમે જચમ કાળ, તેવો છે ચોરીનો માલ;
કૌવચ અડતાં ઉપડે ખાલ, તેવો છે ચોરીનો માલ. ૨
ગાણા આગળ જેવી ગાળ, તેવો છે ચોરીનો માલ;
કુડાં ચડાવે માથે આળ, તેવો છે ચોરીનો માલ. ૩
†અગ્નિ કેરી જેવી ઝાળ, તેવો છે ચોરીનો માલ;
જિવતી માખ ગળે કો ધણી, લખમી ન પચે ચોરી તણી. ૪
આખું કોળું શાક ન થાય, વાસીદે સાંબેલું જાય;
તેતો જોવા જેવો તાલ, તેવો છે ચોરીનો માલ. ૫
સાહે છછુંદર ને મુખ સાપ, મરે તરત તે ગળતાં આપ;
થાય આંધળો તજતાં હાલ, તેવો છે ચોરીનો માલ. ૬
માળી છીંડે રાખે છૂટ, બકરૂં કાઢતાં પેસે ઉંટ;
ધ્રાંસ કાઢતાં પેસે સાલ, તેવો છે ચોરીનો માલ. ૭
રહે ન છાનું દહાડો રાત, વાએ ઊડી જાયે વાત;
થાય ન તેનો કરતાં થોભ, જાય બિલાડી મોભા મોભ.” ૮

આ કવિતા મીણુજી અને પાણુજીએ ત્યાં આગળ ઉભા રહીને સાંભળી. મીણુજી, થોડું ઘણું ભણેલો હતો તેથી તે કવિતાનો તમામ અર્થ સમજી ગયો અને મનમાં ચોરી ન કરવી એવો નિશ્ચય કર્યો. પાણુજી તો પથ્થર સમ કઠણ કાળજાનો હતો; તેને આટલો બધો બોધ મળ્યા

† જેવી અગ્નિની ઝાળ છે તેવો ચોરીનો માલ છે. એટલે તે જેના ઘરમાં જાયછે તેને ઘણું નુકસાન થાયછે. ચોરી કરનાર ગુન્હેગાર છે તેમ ચોરીનો માલ સંઘરનાર તથા વેચાતી લેનાર પણ ગુન્હેગાર છે. તેથી સરકારે એ ત્રણેને શિક્ષા ઠરાવી છે.

છતાં તે બધું પથ્થર ઉપર પાણી હતું.

મીણજી, કવિતાનો અર્થ સમજ્યો હતો પણ ઉપર જે **"કુડાં ચડાવે માથે આળ, તેવો છે ચોરીનો માલ."** એવું કહ્યું તેનો ભાવાર્થ તેના સમજવામાં આવ્યો નહિ. તેને એવો શક ઉત્પન્ન થયો કે—"ચોરીનો માલ, બીજાં જાહાં આળ ચઢાવે" એતે શું? તેથી એ પદ તે વારંવાર બોલતો ચાલેછે તેવામાં એક પોલિસનો સિપાઇ એક કેદીને લેઇને આવેછે. તેમાં પેલો કેદી—મીણજીનું બોલવું સાંભળીને બોલ્યો કે, ઠાકોર સાહેબ, તમે કહોછો તે ખરૂં છે; મારે પણ એમજ બન્યું છે. મીણજી કહેછે તે કેમ? કેદી કહેછે, સાંભળો.—

મેં કોઇનો ખેસ સારો જાણીને ચોરી લીધો; પછી મને એમ સૂઝયું કે મેં કોઈ દિવસ ચોરી કરી નથી તો આ સવા રૂપીઆના ખેસ માટે જીવ કોણ બગાડે? તેથી હું તેના ધણીને તે પાછો આપવા ગયો તો તેનો ધણી કહે કે, મેં એને છેડે ૨૫) બાંધ્યા હતા તે લાવો. હવે હું આ રૂપીઆની વાત જાણતો નથી; કાંતો એ જૂઠું બોલતો હોય અથવા મેં ખેસ લીધ્યા પહેલાં કોઇએ છોડી લીધા હોય. ગમે તેમ હો પણ તેના ધણીએ મને ખોટું આળ ચઢાવી *ચોર બનાવ્યો. મેં જો રૂપીઆ લીધા હોત તો હું ખેસ

---

* **ચોર ઘણી જાતના છે:— ૧ ગંઠીછોડા**—લોકોની ગાંઠો છોડેછે, ગજવાં કાપેછે, ગાંઠડી છોડેછે, ઘરેણાં તોડેછે. વીગરે ધંધો સહુકારનો વેષ પહેરીને કરેછે. **૨ ફાંસિયા અને ગલકટ્ટા**—તેઓ માર્ગમાં જતાં ફાંસી દઈને કે ગળું કાપીને ધન લેઇ લેછે, **૩ લૂંટારાચોર**—માર્ગે જનારને આંતરીને સર્વસ્વ લૂંટીલેછે. **૪ જુગારી ચોર**—બાજીમાં હરાવીને ધન હરેછે તે ન આપેતો મારીનાખીને લેછે. **૫ ખાતર**

પાછો શું કરવા આપવા જાત? માટે ઠાકોર સાહેબ, તમે કહોછો કે–"કુડાં ચઢાવે માથે આળ, તેવો છે ચોરીનો માલ;" એ ખરૂં છે.

પછી કેદીને લેઇ સિપાઈ ચાલતો થયો અને પાણુજી તથા મીણુજી રોટલા ખાવા ગયા.

મીણુજીને હવે પેલી કવિતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ બેઠો અને તેનું કાળજું છેક મીણ જેવું થઇ ગયું તેણે કહ્યું કે ધન્ય છે! આ કવિતા બનાવનારને! આથી તે વારંવાર તે કવિતા હળવે હળવે બોલતો હતો અને વિચારતો હતો.

બંને ભાઈઓ રોટલા જમીને હુક્કો ભરીને બેઠા ત્યાં વળી મીણુજીને યાદ આવ્યું કે—"**માથા ઉપર ભમે જયમ કાળ, તેવોછે ચોરીનો માલ**" એવું કવિએ કહ્યુંછે તે પણ ખરૂંછે. અમે ચોરીનો માલ લેવા ફરીએછીએ અને મોત અમારી પાછળ ફરેછે માટે હવે જાણી જોઇને કૂવામાં કોણ પડે? બળ્યો એ ચોરીનો ધંધો! ખાય બધાંય ને ભોગવવું એકલાને. આંહી ચોરી કરતાં પકડાઇએતો શિક્ષા આપણને થાય અને પરમેશ્વરને ત્યાં પણ શિક્ષા આપણને થાય. માટે ધિક્ક છે! આ ચોરીના ધંધાને!! અરેરે! બિ-

---

**પડાચોર**—રાત્રીએ ઘર કોચીને છાનામાના લેઈ જાયછે. ૬ **ઠગારા અથવા ધુતારા ચોર**—માણસની બુદ્ધિ ભમાવીને ધન હરી લેછે. કીમીઆગર, ભુવા, જાદુગર વીગરે. કેટલાક વિશ્વાસ દેઇને ધન હરેછે, કેટલાક દોરાધાગા કરી ધન લેછે. ૭ **લાંચિયા ચોર**—લાંચ લેઈને અન્યાય કરેછે. ૮ **કીસબચોર-વણજચોર**-વેપારમાં ભેળશેળ કરીને વેચેછે તથા વત્તું લેઇને ઓછું આપેછે. ૯ **આઠિયાચોર**—જૂઠા દસ્તાવેજ લખીને કપટ કરેછે. ૧૦ **ધાડપાડનારા ચોર**-ધાડ પાડીને હાથમાં જે આવ્યું તે લેઈ જાયછે. ૧૧ **ચર્મચોર**—પારકા ઘરમાં પેશીને પરસ્ત્રીની લાજ લેછે. **ઇત્યાદિ.**

ચારા ભૂખ, તરસ, તાપ અને દુઃખ વેઠીને તથા આંતરડે ગાંઠો વાળીને મહા મહા મહેનતે પૈસો ભેગો કરેછે, તેનું સામટું ધન એકે ફેરે જાય ત્યારે તે કેટલાબધા નિસાસા નાખે અને હાયવલાય કરે!! તે બિચારાના કોહા કકળાવીને તથા આંતરડી બાળીને ધન લેઇએ તેના ત્રસકા લાગ્યા વગર કેમ રહે? આ કારણથીજ ચોરીના ધંધામાં જેવારો નથી. કોઇ ચોર લખેશરી થયો હોય એવું સાંભળ્યું નથી. મારા બાપ પાસે એક હજાર રૂપીઆની રોકડ હતી તથા બસેં ત્રણસેં રૂપીઆની બીજી મિલ્કત હતી તે સર્વે એમના મુઆપછી અમે અમારી ખરાબ દાનતથી ખોઇ બેઠા. માટે આજથી **'સોમૈયા તારે માથે જળ'** કે ચોરી ન કરવી. **'હાથીને મણ ને કીડીને કણ'** મળી રહેછે તો શું મારૂં પેટ નહિ ભરાય? એમ વિચારી મીણજી, પાણજીને કીધા વગર છાનોમાનો ઘેર આવતો રહ્યો.

પાણજીએ મીણજીની શોધ કરી પણ જડયો નહિ તેથી તે બીજા કોઇ માણસને સાથે લેઇને પેલા ધનપુર ગામમાં રાત્રે ચોરી કરવા પેઠો. ત્યાં એક વાણીઆના ઘરમાં ખાતર પાડીને પટારામાંથી એક હજાર રૂપીઆના દાગીના કાઢ્યા. આવાતની ચોકીઆતોને ખબર પડવાથી તેઓ કોચેલે ઠેકાણે ઉભા રહ્યા હતા. જેવો તે ધન લેઈ બહાર નીકળવા સારૂ કોચેલા બાકામાં પગ ઘાલેછે તેવાજ તેના બંને પગ ચોકીઆતોએ ઝાલ્યા. આ વાતની પેલા સાથેના માણસને ખબર પડવાથી (તેનું નામ પાણજી દે તો તે માર્યો જાય એવા ડરથી) તે પાણજીનું માથું કાપી નાખી બારણે થઇને બહાર નીકળી ગયો. પાણજીના માથા વગરના ધડને ચોકીઆતોએ બહાર ખેંચી કાઢયું અને તેને વગડામાં જઇને દાટયું. ત્યાં તેના મડદાને શિયાળ વીગરે જનાવરોએ

ઉતરડી ખાધું.

**હવે પેલા મીણજીની હકીકત સાંભળો**—તે ઘેર આવીને કોઇને ત્યાં ખાવુંપીવું ને ૩૪) ના પગારથી મહીનાદાર રહ્યો. અને સાફ દાનતથી વૈતરૂં કરી સુખમાં દિવસ ગુજારવા લાગ્યો. એમ બાર મહિના સૂધી કોસ તાણીને તથા વૈતરૂં કરીને ૩૪૦) બચાવ્યા તેના બે બળદ લેઇને ખેતી કરવા લાગ્યો. કહ્યુંછે કે—"જેની દાનત સાફ છે તેને ઈશ્વર સહાય છે." વળી કહ્યુંછેકે—"માણસ તો મહેનત કરેછે પણ ધન, નૈયત મેળવે છે." જેની દાનત સૂધરી તેનું નસીબ પણ સૂધર્યું સમજવું. મીણજીને ખેડ કરતાં ખેતરમાંથી એક સોના મોહોરોનો ભરેલો ચરૂ જડયો. તેથી તેની દરિદ્રતા ગઇ અને સુખમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો અને તેના બાપ કરતાં પણ ઈજત વધારી. આ એની મહેનતનું ફળ નહોતું પણ નૈયતનું હતું. માણસ કહેછે કે—"નસીબ મોટું છે" પણ "નસીબ એજ નૈયત."

### હિતશિક્ષા.

**ચોરી તે કરતાં રાયજી દંડે, પરભવ નર્કમાં જાવેજી;**
**ત્રાસને પૈસે ઉંચો ન આવે, ગાંઠની મૂડી ગુમાવે.**
**સુણજો સરવેજી. ૯**



## (૧૦) "दानत तेवी बरकत" अथवा भलानुं भलुं अने भूंडानुं भूंडुं.

### (ભલા અને ભૂંડાની વાત.)

**ભલો** અને **ભૂંડો** એ નામના બે મિત્રો હતા. તેમાં ભલો

તે કેવળ ભલોજ હતો; અવગુણ કરનારનો પણ ગુણ કરે તેવો, દયાળુ, માયાળુ અને મળે તેને (ખરા મિત્રને) જીવ આપે તેવો હતો. આથી પરમેશ્વરની તેના ઉપર બહુ કૃપા હતી અને ઘરમાં પૈસો પણ પુષ્કળ હતો. ભૂંડામાં આથી ઉલટા ગુણ હતા; તેતો કેવળ ભૂંડાનો સરદાર હતો. પોતાને સારૂ જીવ આપનારનો પણ જીવ લે તેવો હતો. આથી "દાનત તેવી બરકત" તે કહેવત પ્રમાણે તેને હતું. મતલબ કે ઘરમાં હાંલ્લાં કુસ્તી કરતાં હતાં.!!

ભલો, ભૂંડાની બહુ બરદાશ રાખતો હતો. તેને વારંવાર પોતાને ઘેર જમાડતો અને તેના ઘરમાં ખૂટતી જણસ પોતાના ઘેરથી મોકલતો હતો. ટુંકામાં-તેના ઘરનું અરધું ગુજરાન પોતે ચલાવતો હતો; વળી માથે આફત આવી હોય તો તેમાં મદદ કરતો. ખરૂં કહીએ તો ભલાનો ભૂંડા ઉપર સગા ભાઇ કરતાં પણ વધારે ભાવ હતો.

એક દિવસ ભલાએ એવો વિચાર કર્યો કે—મારે ભૂંડાને લેઇને કોઇ જાત્રાના સ્થળે જઈ તેની ભાગ્યદશા સૂધારવા કાંઈ પૂન્યદાન કરવું તથા ત્યાં જઇને તેને કેટલુંક દ્રવ્ય બક્ષિસ કરવું. એમ વિચારી કેટલુંક દ્રવ્ય લેઈ, એક ગાડી જોડાવી ભૂંડા સાથે પોતે કાશીએ જવા નીકળ્યો. માર્ગમાં જતાં દ્રવ્ય દેખીને ભૂંડાની નજર બગડી. તેણે વિચાર્યું કે—ભલાને મારીને આ બધી મિલ્કત લેઇ લઉં તો કેવું સારૂં? કોણ જાણે! ત્યાં જઇને તે મને દ્રવ્ય આપે કે ન આપે. કાલની કોને ખબર છે? અને કદાપિ આપશે તો બધું આપશે નહિ. માટે અગાઉથી લીધું એ આપણા બાપનું! અને લીધું એટલે લેવું મટયું!! એમ વિચારી ભલાને મારવાનો લાગ તાકી બેઠો.

માર્ગમાં જતાં કોઇ ઠેકાણે વિસામો કર્યો; ત્યાં ભલો ઉંઘી ગયેલો જોઈ ભૂંડો, ભલાની છાતી ઉપર છરો લેઇને ચઢી

બેઠો. તેથી ભલો ઝબકીને જાગ્યો અને બોલ્યો કે ધાજોરે! ધાજો !! આ કોઇ દુષ્ટ મારા પ્રાણ હરે છે. ભૂંડાને મદદે આવવા તેનું નામ પોકારી ઘણી બૂમો પાડી પણ તે બોલ્યો નહિ તેથી અરૂપરૂ જોતાં ભૂંડાભાઈને આ ભૂંડું કર્તવ્ય કરવા છાતી ઉપર ચઢેલા દીઠા!! તેથી તે ભૂંડાને કરગરીને કહેવા લાગ્યો કે, હે ભાઇ! તું મને શું કરવા મારેછે? આ બધી મિલ્કત કાશીએ જઇને તનેજ આપવાની છે. તે જો તારા માનવામાં ન આવતું હોય તો જા, તને અત્યારથી બક્ષિસ કરૂંછું. તે લેઇને તું સુખેથી ઘેર જા અથવા મારી સાથે આવ પણ આ વાત (મારવાની) કોઇને કહું તો મને મારા ઈષ્ટ દેવના સોગાન છે. હું જીવતો હઈશ તો વળી કોઈક વખત તારૂં કામ કરીશ. મને મારવાથી તારૂં શું વળશે? હું તારા દુઃખે દુભાઉંછું અને તું મને મારવા ઉભો થયો છે તો તારા જેવો કૃતઘ્ની કોણ હોય? આવી રીતે ભલાએ તેને ઘણા કાલાવાલા કર્યા તથા લાલચ દીધી તો પણ ભૂંડાએ તેનો જાતિ સ્વભાવ મૂકવાની હા પાડી નહિ. તેથી ફરીથી ભલાએ ઘણા કાલાવાલા કરીને કહ્યું કે, હે ભાઇ! તું મને આ વખત પ્રાણદાન આપીશ તો હું તને ઘેર જઈને મારી બધી મિલ્કત માત્ર એક પોતિયાભેર નીકળીને આપીશ. જો ન આપું તો આ મારૂં ને મારા બાપદાદાનું વચન છે. આવી રીતના આગ્રહથી તથા મનમાં કાંઇક દયા આવવાથી તેને જીવેથી નહિ મારતાં તેની બંને આંખો ફોડી નાખી તેનું ધન તથા ગાડી લેઇ ભૂંડો પોતાના ઘર તરફ વળ્યો. કહ્યુંછે કેઃ—

દોહરો.

**“ દુષ્ટ ન છોડે દુષ્ટતા, બડી ઠૌરૈહુ પાય;**
**તૈસે તજત ન સ્યામતા, બિષ શિવ કંઠ બસાય. ૧”**

**અર્થઃ**—દુષ્ટ માણુસ પોતાની દુષ્ટતા છોડે નહિ; જેમ

ઝેર મહાદેવે પોતાના કંઠમાં રાખ્યું પણ કાળું મટયું નહિ તેમ.

ઘેર આવીને ભલાની વહુને તેણે કહ્યું કે ભલાને માર્ગમાં કોગળીઉં આવ્યું તેથી તે મરણ પામ્યો. તેની લાસને બાળીને હું કોગળિયાના ડરથી જાત્રાએ નહિ જતાં તાકીદથી ઘેર આવ્યોછું. એવી રીતે કહી તેના ઘેર કાણ મંડાવી; અને ઝાઝું રોઈ મિત્ર મુઆની લોકોમાં દીલગીરી બતાવી ખાલી ઢોંગ કર્યો.

**હવે ભલાની હકીકત સાંભળો**—તે બિચારો આંખે નહિ સૂઝવાથી રાત્રે પણ ત્યાંજ પડી રહ્યો. એ રાત્રીએ એક વડના ઝાડ ઉપર ગરૂડ પક્ષી અને તેની સ્ત્રી બેઠાં હતાં. તેમાં પક્ષણીએ તેના નરને પૂછયું કે હે સ્વામિ! આપણી વિષ્ટા (અઘાર) શા ઉપયોગમાં આવતી હશે? ત્યારે ગરૂડે કહ્યું કે, આંખે આંજવાથી જન્મ અંધાપો હોય તે દૂર થાય તથા પાણીમાં વાટીને પાવાથી સર્પનું ઝેર ઉતરે.

આ વાત ભલાએ સૂતાં સૂતાં સાંભળી; તેથી સવારમાં વહેલો ઉઠી પેલાં પક્ષી બેઠાં હતાં તેની નીચેથી અઘાર લેઇ (પોતાને સૂઝતું નહોતું માટે જે લીલું (ભીનું) લાગ્યું તે હાથમાં લીધું) આંખોમાં આંજી તેથી આંખો દીવા જેવી થઈ. અઘારમાં આવો ગુણ જોઇ જેટલી ભોંયપર પડી હતી તેટલી બધી વીણી લીધી. પછી પોતે ત્યાંથી નજીકમાં એક ગામ હતું તેની તરફ વળ્યો.

ગામમાં જઈને જૂએછે તો બધે રો કકળાણ થઇ રહ્યુંછે અને દીલગીરી પસરી રહીછે. વેપારીઓ દુકાનો અટકાવી હડતાળ પાડી બેઠાછે; બીજા લોકો પણ ઉદ્યમ છોડી ઉદાસ મોઢે સમસમાકાર બેસી રહ્યાછે. આવો બનાવ જોઇ ભલાએ કોઈ માણસને પૂછયુંકે હે ભાઇ, ગામમાં સર્વ કોઇ ધંધો છોડી ઉદાસ મોઢે કેમ બેસી રહ્યાંછે? ત્યારે પેલા માણસે કહ્યુંકે, આ શહેરના રાજાને પૂત્ર નહોતો માત્ર એકજ દીકરી

હતી તેથી તેને રાજા પૂત્ર સમ ગણતા હતા, તેને આજ રોજ સર્પે ડંસ કર્યો છે; તેનું ઝેર આખા શરીરે વ્યાપી ગયુંછે. તે ઝેર ઉતારનારને રાજાએ અર્ધું રાજ્ય અને તે કુંવરી તેને પરણાવવાનો ઢંઢેરો પીટાવ્યોછે, પણ અત્યાર સુધીમાં ઝેર ઉતારનાર કોઈ મળ્યું નહિ અને બીજા કરેલા ઉપાયો નિષ્ફળ ગયા; અને હવે સાંજ પડવા આવીછે, માટે તેને અગ્નિદાહ દેવાને ઝાઝી વાર નથી.

આ હકીકત સાંભળી ભલાએ તે માણસને કહ્યુંકે, પરમેશ્વરની કૃપાથી એ સર્પ ઝેર હું ઉતારીશ માટે તમે જાઓ અને રાજાને કહી લાસને અગ્નિદાહ દેવા લેઈ જતા અટકાવો. આથી પેલા માણસે હર્ષભેર દરબારમાં જઇ તે વાત ઝાહેર કરી તેથી ભલાને રાજાના માણસો આવી પાલખીએ બેસારી મોટા ઠાઠથી દરબારમાં લેઇ ગયા. ભલાએ ત્યાં જઈને પેલી અધાર પાણીમાં વાટીને પાઈ એટલે તરત સર્પનું ઝેર ઉતર્યું અને કુંવરી અંગ મરોડી બેઠી થઈ. આથી રાજાએ કબૂલત પ્રમાણે ભલાને તે કુંવરી પરણાવી તથા તેને અર્ધું રાજ્ય આપી ત્યાં રાખ્યો.

હવે ભલો સુખમાં દિવસ નિર્ગમન કરેછે; તેવામાં તેને કેટલેક દિવસે તેનો પરમ પ્રિય મિત્ર 'ભૂંડો' યાદ આવ્યો. જે સારા માણસોછે તે પોતાનો અવગુણ કરનારનો પણ અવગુણ નહિ કરતાં સદા ગુણ કરેછે. કહ્યું છેકે:—

### દોહરો.

**"અવગુણ ઊપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;**
**જો સૂખડ સળગાવીએ, આપે સરસ સુવાસ. ૧"**

ભલાએ ભૂંડાને તેડવા સારૂ એક ગાડી મોકલી અને પોતાની સ્ત્રીને આપવા સારૂ કેટલુંક દ્રવ્ય મોકલ્યું. ભૂંડો, તે દ્રવ્ય ભલાની સ્ત્રીને નહિ આપતાં પોતે હોઈઆં કરી ગયો

એટલુંજ નહિ પણ ભલો હયાતીમાં છે તે પણ તેની સ્ત્રીને કહ્યું નહિ; કારણકે પ્રથમ તેણે ભલો કોગળીઆથી મરણ પામ્યોછે એમ કહ્યું હતું.

મોકલેલી ગાડીમાં બેસી ભૂંડો ભલાની પાસે આવ્યો. ભલાએ તેને રહેવા સારૂ એક ઘર તથા કેટલુંક દ્રવ્ય આપ્યું. ભૂંડો, દરરોજ ભલાની સાથે દરબારમાં જાય તેથી તેને **ભલાનો ભાઇ**છે એમ લોકો જાણે. ભલો પણ તેને ભાઈ માફકજ ગણતો હતો અને ઘરનો કારભાર તેજ કરતો હતો. આટલું છતાં પણ તેની વજ્રમય છાતી પલળી નહોતી. કહ્યુંછેકે-"સર્પને દૂધ પાઇને ઉછેરીએ તોપણ તે કરડ્યા વિના રહે નહિ." કેટલેક દિવસે વળી તેની નજર બગડી; તેણે વિચાર્યું કે, ભલાને મારી નાખું તો એની બધી મિલ્કતનો હું ધણી થાઉં. એમ વિચારી એક દિવસ ભલાને લેઈ વહાણમાં બેસી દરીઆની સફર કરવા નીકળ્યો. અર્ધે દરીએ જતાં ભલાને ધક્કો માર્યો તેથી તે દરીઆમાં પડયો અને પોતે ઘેર આવી પ્રથમની માફક ભાઇ મુઆનો ખાલી ઢોંગ કર્યો. ભૂંડો, ભલાનો ભાઇછે એમ ધારી રાજાએ તેને ભલાની બધી મિલ્કત સોંપી.

**હવે ભલાની હકીકત સાંભળો**—"જેની દાનત સાફછે તેને ઈશ્વર સહાય છે"-તેને દરીઆમાં એક પાટીઉં હાથ લાગ્યું તે વડે તે તરીને સામે કિનારે આવ્યો. કહ્યુંછેકે-"મારી શકે કોણ રાખે જેને રામજી જો." વળી કહ્યુંછેકે.-"આયુષ્યનો દોર ઝગઝગતા છરાથી પણ કપાતો નથી પણ નિમિત્ત વિના અડયે એની મેળે ઝટ તૂટી જાયછે." ભલો સામે કિનારે આવી લૂગડાં સૂકવી ટટાર થઈ ગામ તરફ ચાલ્યો. ગામની ભાગોળમાં જઇને જૂએછે તો એક મોટું

સુંદર તળાવ દીઠું. તેની પાળ ઉપર એક મોટો પાળીઓ રોપેલો દીઠો. તે પાળીઆ ઉપર એક લાકડાનું પાટિયું લટકાવેલું હતું તેમાં "**પાળીઆમાં લખેલા દસ્તાવેજનો જે ખુલાસો કરશે તેને આ શહેરનું પ્રધાનપણું આપવામાં આવશે.**" એમ લખેલું હતું. તેની પાસે એક સિપાઈ બેઠેલો હતો

આ પાળીઓ પથ્થરનો હતો; તે ઘણાં વર્ષથી ત્યાં રોપેલો હતો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

**"પ્રથમ માથું મૂકતાંજ રોકડ નાણું લે; અને પછીથી ધડ મૂકતાં એક હાથના દેરામાં ચાર હાથની હીરા જડિત સોનાની મૂર્ત્તિ છે, તે લે."**

એ પ્રમાણે પાળીઆમાં અક્ષર કોતરેલા હતા. તેથી તેમાં અઢળક ધન છે, એમ સહુના ધારવામાં હતું પણ લોકો એમ સમજતા હતા કે, 'પોતાનું માથું તથા ધડ મૂકતાં જીવીએ નહિ" માટે મુઆ પછી ધન શા કામનું? વળી "એક હાથના દેરામાં ચાર હાથની મૂર્ત્તિ માય નહિ" માટે તેમાં કાંઇ મર્મ છે; તેનો ભોગવનાર જે હશે તે લેશે. આપણે લેવા જઇએ અને કદાપિ અવળું થાય તો માર્યા જઈએ. એમ ધારી પાળીઆને કોઈ અડતું નહોતું.

તે ગામના રાજાએ આ પાળીઆમાં ખરો મર્મ છે તે જાણે તેને મારૂં પ્રધાનપણું આપું તો મારૂં રાજ્ય સારી રીતે ચાલે; એમ ધારી પ્રધાનપણું આપવાનું પાટિયું પાળીએ લટકાવી ત્યાં સિપાઇની ચોકી મૂકી હતી.

ભલો, મહા વિચિક્ષણ હતો અને સારી દાનતથી પરમેશ્વર તેને સહાય હતા તેથી તેણે પાળીઆમાંનો દસ્તાવેજ વાંચી જોયો તો તેનો મર્મ તેના જાણવામાં આવ્યો તેથી

સિપાઇને કહ્યું કે, "આ પાળીઆમાંનું ધન હું કાઢી શકીશ માટે રાજાને ખબર કરો." સિપાઇએ રાજાને જઇને કહ્યું એટલે રાજા તરત ત્યાં આવ્યા. અને તેમણે ભલાને દસ્તાવેજનો મર્મ પૂછ્યો તો તેણે નીચે પ્રમાણે ખુલાસો કર્યો:–

**"પાળીઆનું માથું મૂકતાંજ (કાપીને નીચું મૂકતાંજ) રોકડનાણું નીકળશે અને પછીથી ધડ નીચું મૂકતાં (પાળીઓ ખોદીને નીચો મૂકતાં) તેની નીચે એક હાથના દેરામાં 'ચાર હાથની' એટલે ચતુરભુજ મહારાજની (ચાર હાથ માટે ચાર હાથની) મૂર્ત્તિ છે તે નીકળશે."**

રાજાએ તે પ્રમાણે કરી જોયું તો તેમાંથી અઢળક ધન નીકળ્યું તે પોતે નહિ લેતાં ભલાને બક્ષિસ કર્યું અને પોતાનું પ્રધાનપણું તેને આપ્યું. વળી કેટલેક દિવસે તેનામાં સારા ગુણ જોઇ રાજાએ તેને ગાદીએ બેસાર્યો અને પોતાની કુંવરી તેને પરણાવી. અને પોતે ધર્મ ધ્યાન કરવા લાગ્યો.

હવે ભલો, રાજા થયો અને સુખમાં દિવસ ગુજારવા લાગ્યો. એમ કેટલાક દિવસ વીત્યા પછી વળી પોતાનો પ્રિય મિત્ર 'ભૂંડો' યાદ આવ્યો. જે સારા માણસ છે તે પારકાના અવગુણને પણ ગુણ† કરી જાણે છે અને એમ જાણે છે કે, કોઇનું બગાડયું બગડતું નથી: કર્મ પ્રમાણે થયાં જાય છે." તેણે વિચાર્યું કે, આ બધું હું ભૂંડાના પ્ર-

† ધ્રુવને તેની અપર માતા "સુમતિ"એ વનવાસ કાઢયો (તેણે વનમાં જઇને તપ માંડયું અને પરિબ્રહ્મનાં દર્શન કરી રાજ્ય તથા અક્ષયપદ મેળવ્યું) છતાં તેણે રાજ્ય મળ્યું ત્યારે એમ ધાર્યું કે આ બધું હું અપર માતાના પ્રતાપથીજ પામ્યોછું માટે પ્રથમ પોતાની "સુરતી" માતાને પગે નહિ લાગતાં અપર માતાને પગે લાગ્યો. (ધ્રુવાખ્યાન.)

તાપથીજ પામ્યોછું. જો ભૂંડો ન મળ્યો હોત તો હું ઘર મૂકીને બહાર શું કરવા નીકળત? માટે આ બધું એના પ્રતાપથી મળ્યું છે તો મારે તેની ખબર જોવી જોઇએ! એમ ધારી ભૂંડાને તેડવા સારૂ ગાડી મોકલી.

**હવે ભૂંડાની હકીકત સાંભળો**—તેણે રાજાની ચોરી કરવાથી તેની બધી મિલ્કત તથા ઘરબાર રાજાએ ખુંચી લીધું હતું અને છેક ચીંથરે હાલ થયો હતો! અન્નને અને દાંતને પણ વેર થયું હતું!! કહેવત છે કે-"દાનત તેવી બરકત."

ભૂંડો, ગાડીએ બેશી ભલાને ત્યાં ગયો. ભૂંડાની આવી ખરાબ સ્થિતિ જોઇ ભલાને બહુ દીલગીરી ઉત્પન્ન થઈ તેથી તેને તરત પહેરેલાં લુગડાં બદલાવી બીજાં નવાં પહેરાવ્યાં અને કેટલાક દાગીના પણ પહેરવા આપ્યા તથા રહેવા સારૂ ઘર અને અનાજ વીગરે જોઈતો સામાન આપ્યો.

ભૂંડાને ભલો, ભાઈ કહીને બોલાવે તેથી લોકો રાજાનો ભાઈ, માટે રાજા તરીકે માને. ભૂંડો તો હવે અત્યંત સુખની લહેરમાં પડયો અને ઉપરાજા તરીકે ગણાવા લાગ્યો. પણ આ સુખ તેના નસીબમાં લાંબી મુદત ભોગવવાનું લખ્યું નહોતું.

કેટલાક વરસ પછી તેને 'ઉપરાજાની' પદવી મૂકી 'રાજાની' પદવી લેવાનું મન થયું. કહ્યુંછે કે—"**जाति-स्वभाव न मूच्यते**" વળી કહેવતછે કે-" કૂતરાની પૂછડી સો વરસ સૂધી ભોંયમાં ઘાલી તોપણ વાંકીને વાંકીજ." અને "કોયલા દૂધમાં ધોયા છતાં પણ કાળાને કાળાજ." આટલી બધી ઠોકરો ખાતાં તથા ભલાનો પોતાના ઉપર અત્યંત ઉપકાર છતાં પણ તેની બૂરી દાનત બદલાઈ નહોતી. કહેવત છેકે-" ભૂંડાને સારા શુકન શા ?" આટલા

બધા તેનામાં અવગુણ છતાં ભલાએ તે ધ્યાનમાં નહિ લેતાં સદાકાળ તેનું સારૂં ઇચ્છ્યું અને સુખ આપ્યું તે તેની ધ્યાનમાં બીલકુલ આવતું નહોતું. તેણે આ ત્રીજી વારની ભલાની ઘાત ઈચ્છી. કહેવત છેકે–" વિનાશ કાળે વિપરીત બુદ્ધિ " હવેતો ભૂંડાનાં ભૂંડાં કર્તવ્ય ઇશ્વર સાંખી શકે તેમ નહોતું. શાસ્ત્રમાં કહ્યું છેકે—

**उपकारिणि विश्रब्धे शुद्धमतौ यः समाचरति पापं ।**
**तं जनमसत्यसंधं भगवति वसुधे कथं वहसि ॥१॥**

અર્થ— દોહરો.

**" વિશ્વાસુ, મન શુદ્ધ વળી, કીધેલો ઉપકાર;**
**કપટ તેશું કરનારનો, પૃથ્વી સે' કયમ ભાર ? ૧ "**

ભૂંડે ભલાની સ્ત્રીને ભંભેરી અને કહ્યુંકે, ભલોતો જાતનો ભીલછે અને તમે રાજપૂત્રીછો તો તમારે તેનાથી સંબંધ રાખવો ઘટિત નથી. હું ખરૂં રાજબીજ અને સ્વરૂપવાન છું માટે જો તમારી મરજી હોયતો આપણે બંને જણ આંહીથી લેવાય તેટલું ધન લેઈ રાતો રાત કોઇ ગામમાં જઇને રહીએ.

**સ્ત્રી**—આપણે પરદેશ જવાની શી જરૂરછે ? તમારા ભાઈને મારી નાખીશું એટલે તેમની ગાદી તમને મળશે અને આપણે બંને જણ આંહી સુખેથી ઘર માંડીને રહીશું. જો જો, સ્ત્રી જાતિ કેવી નીચછે ? કહ્યું છેકે.—

દોહરો

**"સીંહ, નારી ને સમુદ્રનો, કરીએ નહીં વિશ્વાસ;**
**જાળવીએતો જીવીએ, નહિતો થાય વિનાશ." ૧**

**વળી કહ્યું છેકે—**

**" નદી, નખી, સ્ત્રી, રાજકુળ, શસ્ત્ર હોય જે પાસ;**

***શૃંગી જનાવર એમનો, કરવો નહિ વિશ્વાસ. ૨"**

આ પ્રમાણે ભૂંડે ભલાની સ્ત્રીનું મન ફેરવ્યું અને ભલાને મારી નાખવાનું બંને જણે ધાર્યું. " જેઓ ભૂંડાછે તેઓને કપટ રચવાની અને સામાના મનમાં અવળી વાત ઉતારવાની યુક્તિ સારી આવડેછે." ભૂંડો, ઇંદ્રવારણાની પેઠે અંદરથી ઘણોજ કપટી અને બહારથી મીઠા બોલો ને શોભાયમાન હતો તેથી તે ભલાની સ્ત્રીને હૈએ ઉતર્યો હતો અને તેના ઉપર તેનું સંપૂર્ણ મન ચોટયું હતું. તેથી પોતાના ધણીને મારીને ભૂંડાની સાથે ઘર માંડવાનું ધાર્યું. કહ્યું છેકે;—

**દોહરો.**

**"કામી કૂળ ન ઓળખે, લોભી ન જાણે લાજ;**
**માયા મરણ ન ઓળખે, ભૂખ ભરખે અખાજ." ૧**

ભૂંડે કોઈ જાતનું ઝેર લાવીને ભલાની સ્ત્રીને આપ્યું અને કહ્યુંકે ભલો આજ રાતે સજ્યામાં ઉંઘીજાય એટલે આ ઝેર તેને સુંઘાડજો એટલે તે તરત મરી જશે. હું પાછલી પહોર રાતે આવીને તેની લાસને કોઇ ઠેકાણે દાટીઆવીશ

આ તર્કટની ભલાને કાંઇ ખબર નહોતી; પણ જેનું આયુષ્ય લાંબુંછે તેને કોણ મારનારછે! આ વખતે ભલો, પેલા માજી ધર્મી રાજાના બોલાવવાથી ધર્મ સ્થાનકમાં ગયો હતો તે રાત્રે પણ ત્યાંજ સૂઈ રહ્યો. પણે સ્ત્રી વાટ જોઈ બેઠીછે પણ અરધી રાત સુધી તે આવ્યો નહિ માટે ઉંઘી ગઈ. પાછલી પહોર રાત રહી એટલે ઠરાવ પ્રમાણે ભૂંડો, ભલાની લાસને નાખી દેવાના મનસુબે ભલાના શયનગૃહમાં આવ્યો. ત્યાં સજ્યા ઉપર હાથ ફેરવી જોયો તો કોઈ મળે

* શીંગડાંવાળાં.

નહિ પણ સજ્યા અત્યંત સુંવાળી લાગી તેથી તેમાં તેને સુઈ રહેવાનું મન થયું. વહેલા ઉઠવાની ફિકરમાં અને રાજ્ય બેસવાના સંકલ્પ વિકલ્પથી રાત્રે તેને ઊંઘ આવી નહોતી માટે ખાટલામાં પડતાં વેંતજ ઉંઘી ગયો. કહ્યુંછેકેઃ—

**દોહરો.**

**"ચંદો ઘેર્યો વાદળે, મછને ઘેર્યો જાળ;**
**મનુષ્ય ઘેરણ નિંદ્રડી, જળ ઘેરણ સેવાળ. ૧**

સ્ત્રી ઉઠી એટલે ખાટલા ઉપર હાથ ફેરવી જોયો તો કોઈ સુતેલો માલુમ પડયો તે ભલો હશે એમ જાણીને પેલું ભૂંડાએ આપેલું ઝેર ભલાને બદલે ભૂંડાને સુંગાડયું તેથી તે તરત મરણ પામ્યો. કહ્યુંછેકે "ખોદે તે પડે" અને "કપટ ત્યાં ચપટ". આ પ્રમાણે ભૂંડાનું કપટ ભૂંડાને નડયું. કેટલીક વાર સુધી લાસ નાખી દેવા સારૂ સ્ત્રીએ ભૂંડાની વાટ જોઇ પણ તે આવ્યો નહિ તેથી લાસ નાખી દેવા આવવાનું ભૂલી ગયો હશે એમ જાણી તેણે પેલી (ભૂંડાની) લાસ નાખી દીધી.

પ્રાતઃકાળ થયો એટલે ભલો, ધર્મ સ્થાનકથી ઘેર આવ્યો તેને આ બનાવની કાંઈ ખબર નથી પણ "જે નબળી વાત છે તે એની મેળેજ ખુલ્લી થઇ જાય છે." ભલાને દેખી સ્ત્રી આભી (ધાભરી) થઈ ગઈ તેથી ભલે જાણ્યું કે આજ તેણે કાંઇ તર્કટ રચ્યુંછે, એવી એનો જીવ સાક્ષી પૂરે છે. "કોઈ માણસ કાંઈ ગુન્હો કરેછે ત્યારે તે ગુન્હો વગર જાણવે એને કોઈ ધમકાવીને પૂછેછે તો તે તરતજ ગલ્લાં તલ્લાં (ભાગ્યો જવાબ) બોલે છે." આથી ભલે સ્ત્રીને ખૂબ ધમકાવીને પૂછ્યું તો તેણે સર્વે વાત નિવેદન કરી.

આટલું છતાં પણ ભલાને મિત્ર મુઆની બહુ દીલગરી થઈ. તેનું ખરચ પાણી પોતે કર્યું અને તેની વિધવા સ્ત્રીને

સારૂ કેટલુંક દ્રવ્ય મોકલ્યું. કહ્યું છે કે:—

**દુહો.**

**"ઉપકારી ઉપકાર જગ, સબ સૌં કરત પ્રકાશ;**
**જ્યૌં કટુ મધુરે તરૂ, મલય મલયજ કરત સુવાસ. ૧"**

**અર્થ**—ઉપકારી માણસ છે તે લોકોને ઉપકારજ કરેછે. જેમ કડવું લાકડું મલિયાગરથી સુગંધ માન થાયછે તેમ.

આ પછી પેલી લુચ્ચી સ્ત્રીને શિક્ષા નહિ કરતાં ખાન પાન આપી જૂદી રાખી અને પોતાની પ્રથમની બે સ્ત્રીઓ તથા કુટુંબને ત્યાં તેડાવી લેઈ ભલા રાજા સુખમાં રાજ્ય સાહીબી ભોગવતા દિવસ ગુજારવા લાગ્યા.

**હિતશિક્ષા.**

**ભલા તે જનનું ભલુંજ હોવે, ભૂંડા તે જનનું ભૂંડુંજી;**
**અવગુણ ઊપર ગુણ કરેતે, માણસ અતિશય રૂડું. ‡સુ.૧૦**



# (૧૧) "गजावगरनुं गात्र" अथवा खाली दुमाक.

## [ફૂલણશી અને ઝીણાશાહ શેઠની વાત.]

**શ્રીપુર** કરીને એક શહેર હતું. તેમાં ઘણા શ્રીમંત લોકો વસતા હતા. અને ત્યાં મલેચ્છ રાજાનું રાજ્ય હતું. રાજ્યમાં કોઈ પણ જાતનો કર લેવામાં આવતો નહિ અને સર્વેનો વ્યાજબી ઇનસાફ થતો હતો તેથી તે **રામરાજ્ય**ગણાતું હતું.

---

‡ જલાલુદ્દીન પાદશાહ કહેતો કે, ભૂંડાઇને બદલે ભૂંડાઈ કરવાનું કામ કાંઈ કઠણ નથી, પણ જે ભૂંડાઇના બદલામાં ભલાઇ કરે, તેજ માણસને મોટો જાણવો. (હિંદુસ્તાનનો ઇતિહાસ.)

એક દિવસ રાજાએ તે શહેરમાં કેટલા અને કેવા ગૃહસ્થો વસેછે તે જોવા સારૂ સર્વે ગૃહસ્થોનો મેળાવડો કર્યો. તેમાં રાજાએ તેઓની યોગ્યતા પ્રમાણે માન્ય આપી પોતાના રાજ્યમાં આવા ગૃહસ્થો વસેછે તેની ખુશી જણાવી. એટલુંજ નહિ પણ લાખ અને લાખની ઉપરાંતના કેટલા આસામીઓ છે તે જણાઈ આવવા સારૂ તે દરેકને એક લાલ ધજા તેઓના છાપરા ઉપર ઘાલવા સારૂ દરબારથી આપવાનો ઠરાવ કર્યો. તે ધજાઓમાં દરેક માણસ કેટલા લાખની મૂડીવાળો છે તે સોનેરી અક્ષરથી લખેલું હતું. ધજા આપતાં-લેનાર માણસ કેટલા રૂપીઆના નામ વાળી ધજા લેછે તે સરકારી દફતરમાં લખી લેવામાં આવતું હતું.

આ શહેરમાં **ફૂલણશી** કરીને એક પોણો લાખ રૂપીઆની અજમાએશ વાળો આસામી રહેતો હતો. તેને અને તેના કાકા **ઝીણાશાહને** ભઝીઆરો ચાલતો હતો. **ઝીણાશાહ** તે ઝીણા ( ઝીણી બુદ્ધિના તેમ ખર્ચમાં પણ ઝીણા ) અને વૃદ્ધ હતા. અને તેનો ભત્રિજો **ફૂલણશી** તે ખરેખર ફૂલણશીજ હતો.

રાજાનો જ્યારે લક્ષાધિપતિઓને ધજા ઘાલવાનો હુકમ થયો, ત્યારે ફૂલણશીને તેના કાકાએ કહ્યું કે, ભાઇ, જોજે; તું તારા જાતિસ્વભાવ પ્રમાણે ફૂલાઈ જઇને દરબારમાથી લક્ષાધિપતિની ધજા લેઈ આવી છાપરા ઉપર ઘાલતો નહિ. આપણી લાખ રૂપીઆના આસામી જેટલી આબરૂછે ખરી, પણ આપણી પાસે તેટલું નીર નથી. માટે ખાલી ફૂલાઈ જવામાં સાર નથી. આપણામાં કહેવતછે કે—"ફૂલાભાઇની ફૂલ અને છૈયાં ખાય ધૂળ" એ તું યાદ રાખજે અને **કાગડાની પેઠે મોરનાં પીંછાં** ઘાલીશ નહિ.

**ફુલણશી**—કાકા, મારેતો ધજા ઘાલવાનો વિચાર છે; કારણ કે આપણે શહેરમાં લાખ રૂપીઆની આસામી ગણાઈએછીએ તો બીજા ઘાલે અને આપણે ન ઘાલીએ તો આપણી શોભા મંદી પડે.

**ઝીણાશાહ**—ભાઈ, તારૂં ધારવું એ કેવળ ખોટું છે. જેટલાઓ ખોટો ડોળ કરી ધજા ઘાલશે તે આખરે દુઃખી થશે. માટે તું એ ખાલી ડોળ જવાદે. આપણી પાસે લાખ રૂપીઆ રોકડા નથી, અને કદાપિ તેટલા હોય તોપણ તે ગુપ્ત રાખવાનું શાસ્ત્રમાં કહ્યુંછે, તે તું સાંભળ.—

### श्लोक.

**आयुर्वित्तं गृहच्छिद्रं मंत्र मैथुन भेषजं ।**
**तपोदानापमानंच नवगोप्यानियत्नतः ॥१॥**

**અર્થ**:—આયુષ્ય, ધન, ઘરછિદ્ર, મંત્ર, મૈથુન, ઔષધ, તપ, દાન, અને અપમાન, એ નવ વાનાં યત્નથી ગુપ્ત રાખવાં.

માટે તું ધજા લાવીશ નહિ, અને જે લાવે તે છો લાવે. તું ધજા નહિ ઘાલે એટલે તારો પૈસો કાંઇ જતો રહેશે નહિ; તો તારે તે પારકાને બતાવવાની શી જરૂર છે? અમે જ્યારે તારા જેવડા હતા ત્યારે અમારી પાસે પૈસો આજથી વધારે હતો પણ તારાથી ચોથા ભાગનુંએ ઘરેણું તથા પોશાક પહેરતા નહિ અને ઘરનો વૈભોગ પણ ઘણો થોડો રાખતા; પણ તમે હાલના જુવાનીઆ તો પોશાક અને ઘરેણામાં તથા ઘર વૈભોગના ખાલી દુમાકમાંજ ખાલી થઈ ગયા! અમારા વખતમાં અમારી પાસે જેમજેમ પૈસો વધતો જતો તેમ તેમ અમે ઝીણા થતા હતા. કારણ કે અમારી મૂડી કળવામાં આવે નહિ. અને તમે હાલના

જુવાનીઆ તો જેમ જેમ પૈસો ઘટતો જાયછે, તેમ તેમ દુમાક વધારતા જાઓછો. તે ઉપરથી કહેવત નીકળી છે કે "પૈસો ઘટયો ને *ઉબ વધી". અસલની ટકાઉ ચીજો તો તમને ગમતી નથી અને હાલની શોભીતી પણ અટકાઉ ચીજો તમને વધારે પસંદ પડેછે. મહેનત તો તમારાથી થતી નથી અને લાલસાહેબ બની રોફ મારવામાં બાકી રાખતા નથી! તમને કોઈ માન્ય આપેછે તો ઝટ ફૂલાઇ જાઓછો! વગેરે કારણથી હું ધારૂંછું કે, તમારી દિવસે દિવસે પડતી છે. પ્રથમ આપણા દેશમાં લક્ષ્મી ભોંયમાં હતી (ચોર વીગરેના ભયથી ભોંયમાં દાટતા હતા) તે હવે અકળાવાથી બહાર ઉભરાઇ આવીછે!! નહિતો લક્ષ્મી કાંઈ હાલમાં વધી નથી પણ તારા જેવા ફૂલણશીઓ ફૂલાઈ જાયછે માટે આખરે સર્વે ધક્કા ખાવાના. કહ્યુંછે કેઃ—

**દોહરો.**

**મૂઢ જન પંડિતમાં જઈ, ધરે પંડિતનું ડોળ;**
**પ્રશ્ન પૂછે નવ આવડે, થાય અતિશય ટોળ.† ૧**

માટે હે ભાઈ, જો તું મારૂં કહ્યું માને તો અસલના રીવાજ પ્રમાણે સાદાઇ રાખ. કહ્યુંછે કે—"સાદા રાય જાદા". અને લક્ષાધિપતિની ધજાનો ખાલી દુમાક જવાદે, નહિ તો પાછળથી પસ્તાવું પડશે.

**ફુલણશી**—કાકા, રાજા આપણને લક્ષાધિપતિ ઓળખાવવાની નિશાની (ચાંદ) આપેછે તો આપણે શા વાસ્તે લેવી ન જોઈએ? આપણે તેના બદલામાં કાંઇ આપવું પડે તેમ નથી. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે શું મોં ધોવા જવું? આપણે ધજા નહિ ઘાલીએ તો આપણને ઓળખશે કોણ? જુઓને આપણી પાસે પચીશ હજારની રોકડ તો છે અને આશરે પચાશ હજારની બીજી મિલ્કત

* દુમાક; ઉપરનો ડોળ. † મસ્કરી, મજાક.

(ઘરેણું ગાંઠું તથા ઘર, ઉઘરાણી વીગેરે થઈને) હસે તો આપણે લગભગ એક લાખ રૂપીઆની આસામી ગણાઈએ ખરા કે નહિ ? જ્યારે આપણી પાસે એક લાખ રૂપીઆની મિલ્કત છે તો તે ઓળખાવાની નિશાની આપણે શા વાસ્તે લેવી ન જોઈએ ? આપણે પૈસાદાર કહેવાઇશું એટલે આપણી મિલ્કત કોઈ લેઇ લેશે કે શું ? તમે જૂના જમાનાના છો અને આગળ ચોર લૂંટારા વીગેરેનાં તથા રાજાનાં દુ:ખ દીઠેલાં તેથી અમને બીવરાવો છો પણ એ વખતમાં ને આ વખતમાં આસમાન જમીનનો ફેરફાર થઈ ગયો છે. આજ તો કોઇ કોઇનું નામ દે તેમ નથી. "વાઘ અને બકરી એક આરે પાણી પીએ છે !!"

એ પ્રમાણે કહી ફૂલણશી, કાકાનું કહ્યું ન માનતાં દરબારમાં નામ નોંધાવી લક્ષાધિપતિનો કીર્ત્તિચાંદ (ધજા) લેઈ આવી પોતાની દુકાનના છાપરા ઉપર મોટા ઉમંગ અને ઠાઠથી દીપાવ્યો ! !

આ પછી કેટલેક વરસે તેને રૂના વેપારમાં પચાસ હજાર રૂપીઆનો નફો મળ્યો. એટલે બીજી લક્ષાધિપતિની ધજા લેઇ આવી બે ધજાઓ પાસે પાસે ઘાલી. તેથી તે શહેરમાં બે લાખની આસામી ગણાવા લાગ્યો.

એક દિવસે રાજાની સ્વારી ફૂલણશીની દુકાન આગળ થઇને જતી હતી તેથી ઘોડા, હાથી વીગરે જનાવરોએ ત્યાં આગળ વિષ્ટા કરી તે પેલા ફૂલણશીના કાકા ઝીણાશાહના પગ નીચે આવવાથી તેનો પગ બગડયો તેથી પાણી લેઇને ધોતાં વિષ્ટામાં ચિકાશ વધારે માલૂમ પડી તેથી ડોસાએ વિચાર્યું કે, જ્યારે જનાવરોને આવી રીતે ખોરાક ખવરાવવામાં આવે છે ત્યારે બીજા ખર્ચ વિષે તો શુંજ કહેવું !

અને આ રાજા લોભથી વારંવાર યુદ્ધ કરવા તત્પર રહેછે તેથી રાજ્યના માથે ઉપજ કરતાં ખર્ચ જાદે છે માટે મુક-રર આ રાજ્ય આખરે નિર્ધન થઇ જશે. એમ વિચારી પોતાના ભત્રિજા ફૂલણશીને બોલાવીને કહ્યું કે, ભાઈ, હુંતો આ રાજ્ય મૂકી બીજા રાજ્યમાં રહેવા જઇશ. તારે આ-વવું હોય તો ચાલ; નહિ તો મને મઝીઆરો વહેંચી આપ.

**ફૂલણશી**—કાકા, મારે તો આવું **રામરાજ્ય** મૂકીને બીજા રાજ્યમાં રહેવા આવવું નથી; તમારે જવું હોય તો જાઓ, પણ તમારે બીજા રાજ્યમાં રહેવા જવાનું શું કા-રણ છે, તે મને કહો.

**ઝીણાશાહ**—ભાઈ, આ રાજ્યના માથે ખર્ચ વધારેછે તેથી તે આખરે નિર્ધન થઈ જશે માટે તેવી વખતે તે રૈ-યત ઉપર ભારે કર નાખશે તેમ છતાં પૂરૂં નહિ થાય તો તારા જેવા ફૂલાઇ જઈ લક્ષાધિપતિનો ચાંદ લેઇ આવી ઉઘાડા થનાર ગૃહસ્થોને લૂંટશે. માટે હુંતો હવે આ રાજ્યમાં રહે-નાર નથી. તારે આવવું હોય તો ચાલ; નહિ તો આપણો મઝીઆરો તેં દરબારમાં બે લાખનો નોંધાવ્યો છે, તે પૈકી એક લાખ રૂપીઆ મને રોકડા આપ. એટલે હું મારો ભાગ ઉઠાવી લેઇ ચાલતો થાઉં.

**ફૂલણશી**—કાકા, આપણી બધી થઇને સવા લાખની મિલ્કત છે; તેમાં પચીશ હજારની રોકડ પ્રથમ હતી અને પચાસ હજારની રોકડ હમણાં રૂના વેપારમાંથી મળી એવી રીતે બધી થઇને આપણી દુકાન ખાતે પોણો લાખની રોકડ છે તો તેના ભાગના સાડીસાડત્રીશ હજાર રૂપીઆ તમે રો-કડા માગો અને બાકીની પચાસ હજારની મિલ્કતપૈકી પ-ચીશ હજારની મિલ્કત માગો એ રીતે બધું થઈને તમે સા-

ડીબાસેઠ હજારનું ભંડોળ માગો પણ ઉઘરાણી તથા ઘરેણું વીગેરે વહેંચી આપતાં મારી મૂડી કળાઈ જાય માટે તમારી મરજીમાં આવે તેટલા રૂપીઆ રોકડા લ્યો. પણ લોકોના મોઢે બે લાખના ભાગના એક લાખ રૂપીઆ રોકડા આપ્યા એમ કહેજો, નહિ તો મારી આબરૂને ખલેલ પહોંચશે ! !

રકઝક કરતાં સાઠ હજાર રૂપીઆ રોકડા ઝીણાશાહને આપ્યા. આવી રીતે ખાલી દમાકથી ફૂલણશીની ચાર ભાગની રોકડ ઝીણાશાહ લેઈ ગયો. હવે તેની પાસે માત્ર પંદર હજારની રોકડ અને પચાસ હજારની બીજી મિલ્કત (ઘર, ઉઘરાણી, ઘરેણું વીગેરે થઈને) રહી.

જતી વખત ઝીણાશાહે ભત્રિજાને કહ્યું કે, ભાઇ, હવે તારી પાસે પાંસેઠ હજારની મિલ્કત રહી છે તો તારે એક ધજા બહુ છે; બીજી ધજા કાઢી નાખજે. એથી તારી આબરૂ જશે નહિ અને તારો ખાલી ડોળ કહેવાશે નહિ. કારણ કે બે લાખમાંથી એક લાખની મિલ્કત તેં મને આપી છે એ વાત કહેતાં તને કાંઇ હરકત નથી.

**ફૂલણશી**—કાકા, હવે તો કદાચ નહિ; જેમ થનાર હશે તેમ થશે; પણ જે મોઢે પાન ચાવ્યાં તે મોઢે લાળા તે ચવાય?

**ઝીણાશાહ**—હશે ત્યારે; જેમ તારી મરજી.

હવે ઝીણાશાહ, મિલ્કત લેઇ સહકુટુંબ એક સુધરેલા રાજ્યમાં રહેવા ગયો. ત્યાં તેણે રાજાથી એવી બાંહ્યધરી કરી કે-"મને મારો રાજા હરકત કરે તો આ રાજાએ મદદ કરવી."

ઝીણાશાહના ગયા પછી બાજે વરસે ફૂલણશીના રાજાને ખાધ માલૂમ પડવા લાગી તેથી રૈયત ઉપર થોડે થોડે યુક્તથી કર નાખવા માંડયો તોપણ પડેલો ખાડો નહિ પૂરા-

તાં ઉલટો દહાડે દહાડે વધવા લાગ્યો તેથી કરમાં પણ થોડે થોડે વધારો કરવા માંડ્યો. વળી અધુરામાં પૂરૂં રાજાને એક બીજા દેશથી લડાઈ કરવાની જરૂર પડી તેમાં ઘણો પૈસો જોઇતો હતો તેથી રાજાએ એવો ઠરાવ કર્યો કે, જેઓને લક્ષાધિપતિની ધજાઓ દરબારમાંથી આપવામાં આવી છે તેઓ પાસેથી તેમની મૂડીનો ½ ભાગ રોકડ રૂપીઆ લેવા. આવો ઠરાવ કરી સરકારી દફતરમાં જે માણસોને ધજા આપ્યાનાં નામ લખ્યાં હતાં તેઓને સિપાઈઓ પાસે કચેરીમાં બોલાવી તેઓને તેમની યોગ્યતા પ્રમાણે માન્ય આપ્યું.

પ્રથમ બે લાખની ઉપરાંતના આસામીઓને ઠરાવ પ્રમાણે રૂપીઆ આપવાનું કહ્યું પછી ફૂલણશીને બોલાવીને રાજાએ કહ્યું કે, તમે બે લાખની આસામીનો ચાંદ લીધો છે માટે પચાસ હજાર રૂપીઆ લાવો.

આ વચન સાંભળી ફૂલણશી તો સ્તબ્ધ બની ગયો. તેણે વિચાર્યું કે, મારી પાસે હવે પંદર હજારની રોકડ રહી છે તો પચાસ હજાર રૂપીઆ શી રીતે આપી શકીશ ? મારા કાકાએ મને અગાઉથી કહ્યું હતું કે, તું ધજા ઘાલીશ નહિ પણ મેં માન્યું નહિ. હવે મારી પાસે તેટલા રૂપીઆ છે નહિ, અને રાજા લીધા વગર છોડનાર નથી. આવા વિચારમાં ને વિચારમાં તે છેક ગાંડો થઇ ગયો અને માત્ર એટલુંજ બોલવા લાગ્યો કે—"મારો કાકો કહેતો હતો." રાજાએ પૂછ્યુ કે, શેઠ, શો વિચાર કરોછો ? તો તે કહે કે—"મારો કાકો કહેતો હતો." રાજાએ ફરીથી કહ્યું કે, શેઠ, આમ આડું આડું કેમ બોલોછો ? ગાંડા બાંડા થયા કે શું ? તો કહે કે—"મારો કાકો કહેતો હતો.."

આવી રીતનું બોલવાથી રાજાએ જાણ્યું કે, આ તો ન-

ફ્રી ગાંડો થઈ ગયો માટે એનો કાંઈ ઉપાય કરવો જોઇએ; પણ એ કહેછે કે, "મારો કાકો કહેતો હતો" તે એનો કાકો શું કહેતો હશે તેનો તપાસ કરવો જોઇએ. એમ વિચારી એના કાકાને બોલાવવા સારૂ સિપાઈને મોકલ્યો પણ તે બીજા રાજ્યમાં રહેવા ગયેલો માલૂમ પડવાથી રાજાએ તેને તેડવા સારૂ તે રાજ્યમાં વાહન લેઈ માણસ મોકલ્યું પણ ત્યાંના રાજાએ તેને નહિ મોકલવાથી ફ્રીથી માણસ મોકલ્યાં તેમાં રાજાએ શેઠને હેલો હરકત ન કરવાની કબૂલત લેઇ તેને મોકલ્યો. કાકાને દેખીને ભત્રિજાનું ગાંડપણ ગયું અને "મારો કાકો કહેતો હતો" એ ગાંડાઈનું વાક્ય તજી—"કાકા, તમે કહેતા હતા તે ખરૂં" એમ બોલવા લાગ્યો.

ઝીણાશાહને રાજાએ કહ્યું કે, શેઠ, આ તમારો ભત્રિજો કહેછે કે—"મારો કાકો કહેતો હતો" તે તમે શું કહેતા હતા તે કહો.

**શેઠ**—સાહેબ, એ ખરૂં કહેછે. મેં એને પ્રથમથીજ કહ્યું હતું કે, તું લક્ષાધિપતિની ધજા ઘાલીશ નહિ; છતાં માન્યું નહિ અને માત્ર સવા લાખની મિલકતમાં એ ધજાઓ ઘાલી. પણ મને આપના રાજ્યમાં ખાધ માલૂમ પડવાથી મેં મઝીઆરો વહેંચી લીધો તેમાં તેની મૂડી કળાઈ ન જાય માટે તેણે મને સાઠ હજાર રૂપીઆ રોકડા આપ્યા. હવે તેની પાસે માત્ર પંદર હજાર રૂપીઆ રોકડા-રહ્યા છે તો તેમાંથી આપે પચાસ હજાર રૂપીઆ આપવાના કહ્યા તે શી રીતે આપી શકે ? તો એ ગાંડો થઇ જાય તેમાં નવાઈ નથી. આપ આવી રીતે રૈયત પાસેથી રૂપીઆ લેશો તો હું વળી ભવિષ્ય ભાખી કહુંછું કે, આપનું રાજ્ય તૂટી જશે માટે આપ જો મારૂં કહ્યું માનો તો

હું એક સરળ ઉપાય બતાવું.

**રાજા**—બહુ સારૂં ત્યારે; તમારા જેવા ડાહ્યા અને વૃદ્ધ માણસની અમારે સલાહ લેવાની જરૂર છે.

**શેઠ**—સાહેબ, આપના રાજ્યમાં વીશ વીશ ક્રોડની જે બે આસામીઓ છે તેઓની પાસેથી બબ્બે ક્રોડ એટલે કુલ ચાર ક્રોડ રૂપીઆ વ્યાજે લ્યો. એથી નાના ગૃહસ્થો દુઃખી થશે નહિ અને તે મોટા ગૃહસ્થોને વ્યાજે આપતાં હરકત નથી. એ રૂપીઆ પૈકી જોઈએ તેટલા રૂપીઆ લડાઇ ખાતે વાપરો અને બાકીના ખેડુતોને વ્યાજે (તગાવી) ધીરો. અને તે લોકો પાસે પડતર જમીનમાં વાવેતર કરાવો એથી રાજ્યની ઉપજ વધશે અને રાજ્ય થોડે થોડે દેવું વાળી સારા પાયા ઉપર આવશે.

રાજાએ ઝીણાશાહમાં આવી અક્કલ જોઇ તેને પોતાના રાજ્યમાં ઘણા આગ્રહથી પ્રધાનપણું આપી રાખ્યો. અને તેના કહેવા પ્રમાણે સર્વે લક્ષાધિપતિઓને છોડી મૂકી પેલા બે મોટા ગૃહસ્થો પાસેથી જોઇતા રૂપીઆ કરજે લીધા; તેમાંથી જોઇતા રૂપીઆ લડાઇ ખાતે વાપર્યા અને બાકીના ખેડુતોને (તગાવી) ધીર્યા. આથી રાજ્યની ઉપજ વધી વળી ઝીણાશાહની ઝીણાશથી થોડેથોડે દેવું વાળી રાજ્ય નકરજું થયું.

પેલો ફૂલણશી પણ હવે ખાલી દુમાક મૂકી અસલના રીવાજ પ્રમાણે સાદાઇ રાખી કાકાની સલાહ પ્રમાણે ચાલવા લાગ્યો તેથી પોતાની મિલકતમાં વધારો કરી સુખમાં દિવસ ગુજારવા લાગ્યો.

## હિતશિક્ષા.

ઠાઠ માઠ ને ઉપર ઢોલ, અંદર દીસે પોલજી;
એવું તે રૂપ કદી નવ ધરીએ, ખૂણે બેશી ખૈએ ગોળ, સુણ. ૧૧

# (૧૨) *करकसर अथवा "त्रेवड ए त्रीजो भाइ."

## (ગંગાબાઇ અને આધારબાઇની વાત.)

**ગંગાબાઈ** નામે એક બ્રાહ્મણી હતી તે [1]મિતવ્યયી, [2]મિતાહારી, પતિવ્રતા, સમજુ, વિવેકી અને થોડું ભણેલી હતી. તેની પાડોશણ **આધારબાઈ** નામે એક વાણીએણ હતી; તે અમિતવ્યયી, અમિતાહારી, અસમજુ, અવિવેકી, અને અભણ હતી. આ બંને જણીઓમાં એક બીજાથી ઉલટા ગુણ હતા પણ પાડોશમાં રહેવાથી એક બીજાને ઘેર બેસવા ઉઠવાનો તથા લેવડ દેવડનો સંબંધ હતો.

**ગંગાબાઇ** ગરીબ સ્થિતિની હતી. પોતાનો પતિ કથા વાર્ત્તા કહી કાંઈ કમાઇ લાવે, તેમાં પોતાનું ગુજરાન સારી રીતે ચલાવતી હતી અને સંતુષ્ટ રહેતી હતી. ઘેર એક ગાય રાખેલી હતી, તેનું ઘી ઘરમાં વાપરતાં છતાં ઉગારો પાડી વેચી તથા બીજું ભરત ચિત્રનું કામ કરી ઘરનું ગુજરાન ચલાવવામાં ધણીને ભાગીએણ થઇ પડતી હતી.

**આધારબાઈ** સારી સ્થિતિની હતી તેનો પતિ વ્યાજનો ધંધો કરતો હતો અને આબરૂદાર ગણાતો હતો. અને ઘેર બે ચાર ભેંસો તો ખરીને ખરીજ; તોપણ કોઇ કોઇ

---

* કોથળો કે નેસ્તીનો વેપાર એ કેવળ કરકસરનોજ છે. તેમાં સવાયા કે ડોઢા દામ તો થાયજ. તે ઉપરથી આપણામાં કહેવત નીકળીછે કે–"ભાગ્યો વાણિયો કોથળેથી સંધાય." હું ધારૂંછું કે આંક ભણ્યા વગર હિસાબ ગણવા મુશ્કેલ તેમ કોથળો કે નેસ્તીનો વેપાર શીખ્યા વગર બીજો કરકસરનો વેપાર કરતાં આવડવો મુશ્કેલ.

[1] નિયમિત ખર્ચ કરનાર. [2] નિયમિત ભોજન કરનાર.

વખત ઘી વેચાથી લાવવું પડતું હતું. કારણ કે ખાવા પીવાનો કાંઈ નિયમ નહોતો. કોઇ વખત શેર ઘી વાપરે અને કોઈ વખત બીલકુલ નહિ. ઘરમાં સારૂં છતાં તેને ઘરનો ભાર રાખતાં આવડતો નહોતો. કહેવત છે કે-"ઘરનો ભાર રાખે તે ભાર્યા" પણ આતો કેવળ કુભાર્યા હતી. અને જરા આધા (અર્ધ) ગાંડા જેવી હતી તેથી ઘરમાં અંધાર જેવું રાખતી. માટે તેને (આધારબાઈને) **આધાબાઇ** અથવા **અંધારબાઈ** નામ આપીએ તો ચાલે તેમ હતું!!!

એક દિવસ આધારબાઇને ઘેર પરોણા આવ્યા તેથી તે ઘી ઉછીનું લેવા સારૂ ગંગાબાઇને ઘેર ગઈ; તો તેણે ખુશીથી માગ્યા પ્રમાણે આપ્યું. કેટલેક દિવસે ખપ પડયે ગંગાબાઈ તે પાછું લેવા સારૂ આધારબાઇને ઘેર ગઈ તો તેણે આપ્યું નહિ ને ઉલટી "ચોર કોટવાલને દંડે" તે કહેવત પ્રમાણે તેને ગાળો ભાંડવા મંડી. તે કહેકે—"મારે ઘેર ચાર ભેંસો દુઝણી છે અને તારે ઘેર તો એક બકરી સરખી ગાયછે તો તું મને ઉછીનું કયાંથી આપવાની ? વળી મારે ઘેર શી કમીના છે કે, તારે ઘેર મારે લેવા આવવું પડે ? જા રાંડ! લુચ્ચી! લોકોને ગળે પડે છે ? મારેતો બલારાત તારા ભિક્ષુકને ઘેર ઉછીનું લેવા આવે છે! ઘરમાં ખાવા મળે નહિ ને [૧]એડસાઈ ઝાઝી!!"

આ પ્રમાણે તેણે બિચારી ગંગાબાઈને ઘણાં મહેણાંટુણાં અને ગાળો દીધી તોપણ તે "નબળાને કોણ છેડે" એમ જાણી કાંઇ બોલી નહિ; પણ "ભૂંડો ભૂંડાનો ભાવ ભજવે" એ કહેવત પ્રમાણે આટલાથી સંતોષ નહિ વાળતાં આધારબાઇએ ધણીને ભંભેરી પુરૂષોમાં મોટો કજીઓ કરાવ્યો.

૧ અભિમાન.

અને આ કજીઆની ફરીઆદ આધારબાઈના પતિએ દરબારમાં કરી તેથી ત્યાંથી સિપાઇઓ આવી સર્વેને પકડી ગયા.

પ્રથમ રાજાએ બંને બાઈઓની જુબાનીઓ લીધી તેમાં રાજાને એમ માલૂમ પડ્યું કે, આધારબાઇને ઘેર ચાર ભેંસો દુઝણી છે છતાં તે એક ગાયવાળીને ઘેર છાછીનું લેવા સારૂ જાય એ વાત સંભવિત નથી માટે ઘી ઉછીનું આપ્યાની જૂઠી તકરાર કરનાર ગંગાબાઈ આ કામમાં ગુન્હેગાર છે.

આ વિચાર રાજાએ પ્રધાનને જણાવતાં પ્રધાને કહ્યુંકે, સાહેબ, આપ કહોછો તે ખરૂં પણ "સાત [2]હળીઓ એક હળીઆને ઘેર ગયો છે" એવી લોકોમાં કહેવત ચાલે છે માટે આપની અટકળ ઉપર પાકો ભરોંસો રહે નહિ. વળી કદાપિ આધારબાઇને ઘેર ચાર દુઝણાં છતાં તે અમિતવ્યયી હોય અને ગંગાબાઈને ત્યાં એક દુઝણું છતાં તે મિતવ્યયી હોય તો આધારબાઈ, ગંગાબાઈ પાસે ઉછીનું લેવા જાય એમ પણ વખતે બને; માટે આ કામમાં મિતવ્યયી કોણ? અને અમિતવ્યયી કોણ? એ બાબતનો તપાસ કરવો વધારે જરૂરનો છે. પ્રધાનનું કહેવું રાજાને વજનદાર લાગવાથી રાજાએ તે કામ પ્રધાનને ચલાવવા સોંપ્યું.

પ્રધાન જાતે વણિક અને તિક્ષણ બુદ્ધિ વાળો હતો. તેણે બંનેને બોલાવી કચેરીમાં લીંપવા સારૂ ગારો થતો હતો તે ખુંદવાનો હુકમ કર્યો. ગારો ખૂબ ખુંદાવ્યા પછી તેઓના હાથ પગ ધોવાસારૂ દરેકને એકેકું તપેલું ભરીને પાણી આપ્યું.

**ગંગાબાઇએ** ઝીણી ધારથી હાથ પગ અને મૂખ સારી રીતે ધોઈ સાફ કર્યા અને થોડું પાણી વધાર્યું. અને **આધારબાઇએ** તો બીજું પાણી આપશે એમ ધારી બધું પાણી

---

૨ હળવાળો.

પગ ઉપર ભખ ભખ રેડી દીધું તેથી તેના અર્ધા પગ ક-ચરાળા રહ્યા.

**ગંગાબાઈ ગંગાસમ નિર્મળ થયાં અને આધારબા-ઈના આધા ( અર્ધા ) પગ કચરાળા રહ્યા!!!**

આધારબાઇના માગવાથી ગંગાબાઈએ વધેલું પાણી આપી તેના હાથ પગ સાફ કરાવ્યા. આ ઉપરથી ચતુર પ્રધાને નીચે પ્રમાણે તર્ક બાંધ્યો.—

**“ બંને બાઇઓને સરખું પાણી આપ્યા છતાં આધારબાઈના પગ કચરાળા રહ્યા અને ગંગાબાઇના સાફ થયા; તો તેઓ પાણી પ્રમાણેજ ઘરમાં વસ્તુ ઓનો ઉપયોગ કરતી હશે. ”**

આ પ્રમાણે વિચાર કરી આધારબાઇને એકાંતે બોલાવી, તેને તેના ગુન્હા પૈકી થોડી માફી આપવાની લાલચ બતાવી ધી ગંગાબાઈ પાસેથી ઉછીનું લીધાનું તેની પાસે કબૂલ ક-રાવી, તેના માથે વ્યથાનું તોહોમત ફરમાવી તેના રૂ ૨૫ ) દંડ કર્યો અને તે ગંગાબાઇને તેના સદ્ગુણ ને અક્કલ જોઇ બક્ષિસ કર્યો.

**હિતશિક્ષા.**

**ત્રેવડ એતો ત્રીજોરે ભાઈ, સજ્જન સહુ એમ બોલજી;**
**દ્રવ્ય વાપરતાં જેહ બચાવ્યું, તેહ રળ્યાની તોલે. સુ૦૧**

---

# (૧૩) ઉપજ કરતાં ખર્ચ વધવાથી થતું નુકસાન.

## [ બુદ્ધિસાગર શેઠની વાત. ]

**બુદ્ધિસાગર** કરીને એક મહા બુદ્ધિશાળી અને ધનાઢ્ય શેઠ હતો. તેને પાંચ દીકરીઓ ને એક દીકરો હતો. દીકરો

ઉમર લાયક થયા છતાં તેને પૂત્ર નહિ હોવાથી શેઠે તેને એક પછી એક એમ ચાર સ્ત્રીઓ પરણાવી હતી. તેમાં એકનું નામ **વિશેસીઆ,** બીજીનું નામ **રખીઆ,** ત્રીજીનું નામ **ભખીઆ,** અને ચોથીનું નામ **ઉશેટીઆ** હતું.

શેઠ પાકા વસ્તારી અને ખર્ચવાળા હતા પણ શેઠાણી મરી ગયાં હતાં તેથી ઘરનો કારભાર ચલાવનાર કોઇ નહોતું. ચારે વહુઓ સરખી વયની અને સરખા કરીઆવર વાળી હતી તેથી કોઈ કોઇના કબજામાં નહિ રહેતાં ઘરનું કામકાજ લક્ષ દેઇ કરતી નહિ અને "મારો લોંદો ને તારી બાથ" એ કહેવત પ્રમાણે મિલ્કતનો ખોટો ઉપયોગ કરતી હતી. ઘરમાં જણસ ભાવની કાંઈ ખાધ નહોતી પણ † અવેર કરનાર કોઇ નહિ હોવાથી ઘરની શોભા(આબરૂ) દહાડે દહાડે મંદી પડવા માંડી હતી. શેરને બદલે સવાશેર વાપર્યા છતાં પોણોશેરની શોભા જણાતી હતી. આથી જોઇએ તેથી વધારે ખરચ થયા છતાં ઘરની કુશોભા દેખાતી હતી. કહેવત છેકે—"ભૂંડી રાંડે બમણો વેરો." પુરૂષતો ધન ભેગું કરી જાણેછે, પણ તેનો ઉપયોગ કરવો એ ઘણું કરીને સ્ત્રીના અધિકારનું કામ છે. જો સ્ત્રી સુઘડ હોય તો થોડે ખર્ચે સારી રીતે ખાઇ પી ઘરની શોભા દેખાડે છે અને ફૂઅડ હોય તો ઝાઝે ખર્ચે પણ અર્ધ ભૂખ્યાં રહી ઘરની કુશોભા દેખાડે છે. કહ્યુંછે કે—"ચંચળ સ્ત્રી, એક હોશીઆર રળનાર પુરૂષની ગરજ સારે છે."

શેઠે આ સ્ત્રી રૂપ ચાર હાથણીઓ બાંધી હતી પણ તેઓને વશ્ય રાખનાર તથા ખાનપાન આપનાર કોઈ નહિ નહિ હોવાથી પોતાની મેળે લેઇ ખાઇ પી ધરાઈને ઓગડ કરતી હતી. એટલુંજ નહિ પણ પોતાની મરજી માફક ઉછાળાઉછાળ કરતી હતી. તાત્પર્ય કે, જોઇએ તે કરતાં વ-

† વિવેકથી ઉપયોગ કરવો.

ધારે વાપર્યા છતાં ઘરમાં ભંજવાડ કરતી હતી પણ શેઠને ખબર પડવા દેતી નહિ; વળી શેઠ પાસે પૈસો પુષ્કળ હતો અને ખર્ચનો હિસાબ પણ રાખવામાં આવતો નહોતો.

એક દિવસ શેઠની નજર એંઠવાડના કુંડા તરફ ગઇ; તેથી તપાસ કરતાં [1]એંઠવાડના પાણીમાં ઘણી ચીકટ માલૂમ પડી. તેથી શેઠે વિચાર્યું કે, ઘરમાં વહુઓ ભંજવાડ વધારે કરેછે માટે ઉપજ કરતાં ખર્ચ વધારે ન થાય તેનો તપાસ રાખવો જોઈએ. કહેવતછે કે–" લાખની બક્ષિસ પણ કોડીનો હિસાબ." આવી રીતે વિચાર કરી તરત પૂત્રને બોલાવીને કહ્યુંકે–આજથી તારે ઉપજ ખર્ચનો હિસાબ રાખી બારે માસે મને બતાવવો.

પૂત્ર—બાપા, આપણી પાસે પૈસો પુષ્કળ છે, તે કાંઈ ખાધે ખૂટે તેમ નથી માટે હિસાબ રાખવાની શી જરૂરછે ?

**બાપ**—ભાઇ, આપણામાં કહેવતછે કે–અંધારી રાતનો ભૂલ્યો અને કાળી હાંલ્લીનો ડૂલ્યો; કોઈ વખત ઠામ ન આવે." મતલબકે પેદાશ કરતાં ખાધા ખર્ચ વધારે હોય તો લક્ષાધિપતિ પણ થોડી વારમાં ખાલી થઈ બેસે છે. આપણી પાસે અત્યારે પૈસો પુષ્કળ છે માટે એકદમ તો ખાધ નહિ જણાય. કહેવતછે કે–"જવ સળ્યો અને વાણીઓ [2]ડ-ળ્યો." તેની એકદમ ખબર ન પડે. પણ પાછળથી જેમ જવનું ખોખું થઈ જાયછે તેમ તેવા માણસના ઘરમાં પણ ચોખ્ખું થઈ જાય છે ! ! કેટલાક લોકો લક્ષાધિપતિ છતાં છેક કંગાળ સ્થિતિમાં આવી પહોંચે છે. તેનું કારણ પણ [3]ઉપજ કરતાં ખરચ વધવાનું છે. જો તે લોકો ઉપજ ક-

---

[1] શ્રાવકોમાં એંઠવાડના પાણીને " જેવાણી " કહેછે.
[2] ખાલી થયો; નિર્ધન થયો. [3] નામાંકિત બુધર કહેછે કે—" જેની કમાઇ, ખર્ચ કરતાં વધારે તે શ્રીમંત અને જેનું ખર્ચ, કમાઇ કરતાં વધારે તે ગરીબ."

રતાં ખર્ચ જાદે ન રાખે તો આવી સ્થિતિમાં આવી પહોંચે નહિ. ગરીબ સ્થિતિના માણસો ખર્ચ કાઢતાં દર વરસે પચીશ પચીશ રૂપીઆ બચાવે તો તેઓ ઘણે વરસે લખેશરી થઈ પડે. કહેવતછે કે—" ટીંપે ટીંપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય." અને શ્રીમંતો દર વરસે સો સો રૂપીઆ ખર્ચના વધારે તો તેઓ ઘણે વરસે ગરીબાવસ્થામાં આવી પહોંચે. કહ્યુંછે કે—" સોમણની કોઠીમાંથી દરરોજ એકેક કણ કાઢતાં તે ઘણે વરસે ખાલી થઇ જાયછે." મતલબ કે, ઉંચો નીચો પગ પડ્યા ( અકસ્માત પૈસો જવો આવવો ) સિવાય માણસની જે ચઢતી પડતી થાયછે તે કાંઇ સ્વભાવિક નથી પણ હસ્તકૃત છે માટે આપણે ઉપજ કરતાં ખર્ચ વધારે થાયછે કે ઓછું તેનો તપાસ કરવો જોઇએ. માણસની ' ચઢતી પડતી યાને ભવિષ્ય ' જાણવાનો સહુથી સહેલો ઉપાય આ છે. માટે આજથી તું મને *ઉપજ ખર્ચનો હિસાબ રાખી બારે મહીને બતાવજે.

**પૂત્ર**—બહુ સારૂં.

શેઠના કહેવા પ્રમાણે બારે મહીને ઉપજ ખર્ચનો હિસાબ રાખી પૂત્રે બાપને બતાવ્યો તો તેમાં ઉપજ કરતાં ખર્ચ વધારે માલૂમ પડયું તેથી શેઠે વિચાર્યુંકે, હવે મારી મૂડીમાં સળો પેઠો માટે તેનો કાંઇ ઉપાય કરવો જોઇએ. " આઠ મહિના સૂધી વાદળાં વરાળ રૂપથી અત્યંત પાણી ગ્રહણ કરેછે તે પાણી ફોરાં રૂપે પડવાથી બધું ચાર મહી-

---

* ફ્રાન્સ દેશના અગીઆરમા લુઇ રાજાએ તેની ખરચની ચોપડીમાં "જૂના બદનને નવી બાંહી ચોઢામણનો એક રૂપીઓ તથા જોડાને તેલ ચોપડવાનો એક આનો" એમ લખેલું છે. ( શાળોપયોગી નીતિ ગ્રંથ. )

નામાં ખાલી થઇ જાયછે." તે પ્રમાણે દર વરસે મૂડીમાં જુજ રકમ પણ વધવા ઘટવાથી ઘણે વરસે માણસ લખેશરી અથવા ભીખેશરી (ભીખ માગી ખાય તેવો) થાયછે માટે આજથી મારે ઉપજ કરતાં ખરચ કમી કરવું. પણ પ્રથમ તો ચારે વહુઓની પરીક્ષા કરી તેમના ગુણ પ્રમાણે તેમને ઘરનું કામકાજ વહેંચી આપવું અને તેમાં જે સહુથી ચતુર અને વિવેકી હોય તેને મૂખ્ય ઠરાવી ઘરનું ઉપરીપણું સોંપવું. કહ્યુંછે કે:—

દોહરો.

**"માથે મુખ્ય વિના કદી, સુધરે નહિ કાંઇ કામ;**
**[1]ધવા વિના વિધવા જુઓ, કામની છતાં [2]નકામ. ૧"**

વળી કહ્યું છે કે:— દોહરો.

**આગેવાન આગળ વિના, લશ્કર સઘળું અંધ;**
**ગુરૂ વિના નિશાળિયા, મચવે પળમાં [3]ધ્રંધ. ૧"**

આ પ્રમાણે બુદ્ધિસાગર શેઠે વિચાર કરી ચારે વહુઓને બોલાવી દરેકને ડાંગરના પાંચ પાંચ દાણા આપ્યા અને કહ્યું કે, જોઇશે ત્યારે માગી લેઇશ.

આપેલા દાણાનો ઉપયોગ ચારે વહુઓએ નીચે પ્રમાણે કર્યો. (પહેલી તથા બીજીએ જાણ્યું જે, સસરાજીએ આપણી પરીક્ષા લેવા સારૂ દાણા આપ્યા હશે માટે તેનો વિચારીને ઉપયોગ કરવો અને ત્રીજી તથા ચોથીએ જાણ્યું જે, આમાં શું ? દાણા પાછા માગશે ત્યારે બીજા આપીશું.)

૧ **વિશેસીઆઆઇએ** તે દાણા પોતાના પિયર વવરાવવા સારૂ મોકલ્યા.

---

૧ ધણી. ૨ વૈધવ્યાવસ્થાથી સંસારીક કામથી તે નકામી છે. ૩ તોફાન,

૨ **રખીબાઈએ** એક ડાબડામાં ઘાલી રાખી મૂક્યા.
૩ **ભખીઆબાઇ** ભક્ષ કરી (ખાઈ) ગઇ.
૪ **ઉશેટીઆબાઈએ** ઉશેટી (નાખી) દીધા.

આપેલા દાણા પાછા લેવાનું શેઠને કેટલાંક વરસ સુધી સાંભર્યું નહિ પણ આશરે પંદરેક વરસે પોતે મધ્યમ સ્થિતિએ આવી પહોંચ્યા ત્યારે પ્રથમનો નક્કી કરેલો વિચાર યાદ આવ્યો તેથી તરત ચારે વહુઓને અનુક્રમે બોલાવી ડાંગરના દાણા માગ્યા તો—

૧ **વિશેસીબાઈએ** કહ્યું કે–સસરાજી, એ દાણા મારાથી ઉચક્યા આવે તેમ નથી માટે બે ચાર ગાડાં મોકલો તો લાવું તેથી શેઠે તેના કહેવા પ્રમાણે ગાડાં મોકલી તેના પિયરથી ડાંગર મગાવી લીધી.

૨ **રખીઆબાઈએ** સારી તજવીજથી ડાબડામાં ઘાલી રાખી મૂક્યા હતાતે ડાબડા સૂદ્ધાં લાવીને સસરાજીને આપ્યા.

૩ **ભખીઆબાઈએ** ભક્ષ કરી ગયા છતાં બીજા લાવીને આપ્યા. તે શેઠે ઓળખવાથી પૂછતાં માલૂમ પડયું કે, બીજા નવા આણ્યા છે.

૪ **ઉશેટીઆબાઇએ** નાખી દીધેલા છતાં નવા આણીને આપ્યા તે પણ શેઠે ઓળખવાથી તેને પૂછતાં તેણે નાખી દેવાનું કબૂલ કર્યું.

**આથી શેઠે વિચાર કરી નીચે પ્રમાણે વહુઓને ઘરકામની વહેંચણ કરી આપી.—**

૧ **વિશેસીઆબાઈએ** દાણાનો વધારો કર્યો માટે તેને ઘરનું ઉપરીપણું સોંપ્યું.

૨ **રખીઆબાઈએ** દાણા રાખી મૂકયા માટે તેને પટારાની કુંચી સોંપી.

૩ **ભખીઆબાઈ** ભક્ષ કરી ગઇ તેથી તેને રસોઇનું

કામ સોંપ્યુ.

૪ **ઉશેટીઆબાઈએ** ઉશેટી (નાખી) દીધા માટે તેને છાણ વાસીદાનું તથા બીજું ઘરનું પરચૂરણ કામ સોંપ્યું.

આ પ્રમાણે ચારે વહુઓને કામ સોંપી તેની દેખરેખ પોતે રાખવા માંડી અને ખર્ચ કમી કરી તેનો નિયમ બાંધ્યો. તેથી ખર્ચ પ્રથમના કરતાં અરધું થવા માંડયું અને ઘરની શોભા પણ વધવા માંડી આથી ઉપજ કરતાં ખર્ચ કમી થયું એટલે દર વરસે મૂડીમાં થોડો થોડો વધારો થવા માંડયો. અને દસ પંદર વરસે પડેલો ખાડો પૂરાયો અને સ્થિતિ પાછી હતી તેવી થઇ.

**હિતશિક્ષા.**

**ઉપજ કરતાં ખરચ વધે એ, ડૂલ્યા કેરી નિશાનીજી;**
**સુક્ષમ છિદ્ર ગોળે પડયું પણ, જાયે વહી બધું પાણી.**
**સુણજો સરવે જી. ૧૩**



## (૧૪) जमपूरीमां लइ जवानुं भातु अथवा धर्म विवेचन.

### [ કુબેરશેના ગણિકાની વાત. ]

**મથુરાનગરીમાં કુબેરશેના** કરીને એક ગણિકા રહેતી હતી. તે રૂપે ઘણી સુંદર અને યુવાવસ્થામાં હતી. તેને એક સમે બે બાળક જોડવે અવતર્યા; તેમાં એક પૂત્ર અને એક પૂત્રી હતી.

ગણિકા જાતિ ઘણું કરીને બાળકોને ઉછેરતી નથી પણ તેને છાની રીતે મારી નાખે છે. કદાપિ કોઈ–પૂત્રીને પોતાના

કિસ્બમાં સહાયભૂત થવા ઉછેરેછે ખરી, પણ પૂત્રનેતો ઘણું કરીને તરતજ ભૂપીતો કરે છે ! !

આ ગણિકા યુવાવસ્થામાં હતી વળી તેને આ પહેલીજ વારનાં સંતાન થયાં હતાં માટે તેને પૂત્રીને પણ ઉછેરવાની ઇચ્છા નહોતી; પરંતુ આ બંને બાળક ઘણાં સકોમળ હોવાથી તેઓને મારતાં તેને દયા ઉપજી, તેથી બે લાકડાની પેટીઓમાં રૂ પાથરી, અકેકીમાં અકેક બાળક મૂકી, તે પેટીઓને જમના નદીમાં વહેતી મૂકી.

એ બંને પેટીઓની અંદર નીચેના પાટીઆમાં '**મથુરા**' એવું નામ કોતરેલું હતું તથા પૂત્રવાળી પેટીમાં '**કુબેરદત્ત**' અને પૂત્રીવાળી પેટીમાં '**કુબેરદત્તા**' એવાં નામ કોતર્યા હતાં.

આ પેટીઓ વહેતી જતાં કોઈ ગામના બે શેઠીઆઓ નદી ઉપર ધોતા હતા, તેમની નજરે પડવાથી તેમણે કાઢી; અને ઉઘાડીને જોયું તો અંદર જીવતાં બાળક દીઠાં, તેથી એકે પૂત્ર અને એકે પૂત્રી લીધી.

આ બંને બાળક સ્વરૂપવાન હોવાથી તેમના ઉપર તેમનાં નવિન માતપિતાનો ઘણો ભાવ હતો; તેથી તેઓએ તેમને સારી રીતે ઉછેર્યા. અને જોઈતો વિદ્યાભ્યાસ પણ કરાવ્યો. ઉમર લાયક થયાં એટલે તેઓનાં અરસપરસ લગ્ન કીધાં. પછી કેટલેક વરસે કુબેરદત્તને તેના પિતાએ પોતાની દુકાનનો વહીવટ ચલાવવા સારૂ મથુરા નગરીમાં મોકલ્યો અને કુબેરદત્તા આંહી રહી.

એક દિવસ પૂત્રીને કોઈએ 'માબાપ વગરની' કહીને મહેણું દીધું; તેથી તેને બહુ ખોટું લાગવાથી પૂછગાછ કરતાં તેને અને તેના સ્વામિને (કુબેરદત્ત અને કુબેરદત્તાને) નદીમાં વહેતી મૂકેલી પેટીઓમાંથી કાઢ્યાં છે એવું માલૂમ પડયું. તેથી

પેલી પેટીઓની અંદરનાં નામ વાંચી જોતાં તેની ખાતરી થઇ કે—"હું અને કુબેરદત્ત બંને સગાં ભાઇ બેન થઈએ અને અમારી માતા મથુરા નગરીમાં રહેછે. તે ગણિકાનો ધંધો કરતી હોવાથી અમને પેટીઓમાં ઘાલી તે પેટીઓ જમના નદીમાં વહેતી મૂકેલી, તે આ નગરીના શેઠીઆઓને હાથ આવવાથી અમારૂં આંહી આવવું થયું છે." અમે બંને ભાઇબેન થયા છતાં ધણી ધણીઆણી થયાં એ ઘણું અજુગતું થયું. ભાઇ સાથે ઘર માંડયું એ પાતિક શી રીતે છૂટશે ? શાસ્ત્રમાં કહ્યુંછે કે, ભાઇ સાથે ગમન કરનાર નર્કમાં જાય. એમ વિચારી તે પાપથી મુક્ત થવા તેણે દિક્ષા લીધી.

કેટલેક વરસે સાધવિ ફરતી ફરતી પોતાની જન્મભૂમિ મથુરા નગરીમાં આવી પહોંચી. ત્યાં તેને તપાસ કરતાં માલૂમ પડયુંકે, "પોતાની જનેતા **કુબેરશેના** જીવતી છે અને તેના પૂત્ર **કુબેરદત્ત** ( સાધવિનો જન્મનો ભાઈ તથા સ્વામિ ) સાથે વળુંધી છે તેને તેના સંગમથી એક પૂત્ર થયોછે."

આ હકીકત જાણી સાધવિને બહુ શોચ થયો, તેથી પોતાની જન્મની માતા અને જન્મના ભાઈને બોધ આપવા સારૂ પોતે ગણિકાને ઘેર ગઈ. ત્યાં ગણિકા નીચેના વાસે પોતાના બાળકને પારણામાં સૂવારી પોતે મેડા ઉપર રસોઇ કરેછે. બાળકને હીંચોળનાર કોઈ નહિ હોવાથી તે પારણામાં પડયો પડયો રડેછે. આ વખત સાધવિ ત્યાં જઇ બાળકને હીંચોળવા લાગી અને નીચે પ્રમાણે હાલરડું ગાવા લાગી.

**માતા ત્રિસલાદે ઝુલાવે પૂત્ર પારણે—એ દેશી.**

પૂત્ર ! સાધવિઝુલાવેતારૂં પારણું, ગાવે રૂડાં હાલરડાનાં ગીતરે<br>
કાકો કહુંછુંરે તું છાનો રહે, લાડકવાયા દિવરીઆ છે પ્રીતરે;<br>
હાલો હાલો હાલોરે મારા વીરને. ૧<br>
ભત્રિજો કહુંછુંરેતુંને ભાવથી, સોકયજ પૂત્ર સાંભળ મારાં ગીતરે;<br>
હાલરડું ગાતાં સુણીઆ રીતનું, કુબેરશેના આવી ત્યાં ખચીતરે;

હાલો હાલો હાલોરે મારા વીરને. ૨

કુબેરશેનાને કહે સાસુ સાંભળો, માડી મારી આડી રાખો રીતરે;
સોક્યતું તો છે મારી આ ભવ તણી, ભાભી મારી દીસે અવનીતરે;
હાલો હાલો હાલોરે મારા વીરને. ૩

વહુ આવી વઢકણી ક્યાંથી મળી, દાદી તુંછે ડાહી સરખી આજરે;
એવામાં ત્યાં કુબેરદત્તજી આવિયા, કુબેરશેના કરી ઉભીછે લાજરે;
હાલો હાલો હાલોરે મારા વીરને. ૪

કુબેરદત્તને કે' પધારો સ્વામિ માહરા, પૂત્ર મારા ‡ પ્રતિમા ન પાળો કાંયરે;
પિતા થઇને લાડન લડાવિયાં, ભ્રાત થઇને વાત ન કરો આંયરે;
હાલો હાલો હાલોરે મારા વીરને. ૫

સસરાજી થઇને સાંસો *નવી ભાગિયો, વહુતણા પૂત્ર તમને શું કહુંરે;
હાલરડું મારૂં આ આંહી પૂરૂં થયું, સારસમજો સુણ્યા કેરો સહુરે;
હાલો હાલો હાલોરે મારા વીરને. ૬

આવી રીતનું હાલરડું સાધવિના મૂખથી સાંભળીને કુબેરદત્ત તથા કુબેરશેના ઘણું આશ્ચર્ય પામ્યાં અને સાધવિને બે હાથ જોડી પગે લાગી કરગરીને કહેવા લાગ્યાં કે, મહાસતિજી, કૃપા કરીને અમને હાલરડાનો અર્થ સમજાવો.

**સાધવિ, કુબેરશેના પ્રતિ કહેછે,**—મારૂં નામ કુબેર**દત્તા** અને હું આ કુબેરદત્તની બેન થાઉં. અમો બંનેને અમારી માતાએ બાળપણમાં પેટીઓમાં ઘાલી જમના નદીમાં મૂક્યાં હતાં. તે એક ગામના બે શેઠીઆઓએ અમને બહાર કાઢી ઉછેર્યા; ત્યાં અમે બંને ભાઈબેનનાં અરસપરસ લગ્ન થયાં. પેટીમાં બાળકોને ઘાલી નદીમાં વહેતાં મૂકનાર માતા તમે ખરાં કે નહિ ? આ સાંભળી કુબેરદત્ત અને કુબેરશેના ઘણાં વિસ્મિત થઈ વીલાં પડી ગયાં.

‡ પ્રતિમા પાળવી એટલે સેવા ચાકરી કરવી. *નહિ.

સાધવિને ઉપરનું આશ્ચર્યકારક હાલરડું ગાતાં સાંભળી ઘણાં માણસો કુબેરશેનાના ઘરમાં મળ્યાં હતાં. તેઓ પણ ઘણું આશ્ચર્ય પામ્યાં અને કહેવા લાગ્યાં કે, મહાસતિજી, હાલરડામાં ગાયેલી સગાઇઓનો ખુલાસો બતાવો તેથી સાધવિએ નીચે પ્રમાણે ખુલાસો કર્યો.—

**૧ બાળક પ્રતિ છ સગાઇઓ.**

૧ મારા સ્વામિ કુબેરદત્તથી થયેલો માટે **પૂત્ર.**

૨ ( બાપનો ભાઈ તે કાકો ) કુબેરશેના માતાનો ઘણી કુબેરદત્ત માટે તે મારો બાપ, અને તેનો આ બાળક ભાઇ ( માનો દીકરો માટે ) થાય, માટે **કાકો.**

૩ ( ધણીનો ભાઈ તે દિયર ) કુબેરદત્ત મારો ધણી, તેનો ભાઇ ( કુબેરશેના માતાનો પૂત્ર ) માટે **દિયર.**

૪ ( ભાઈનો દીકરો તે ભત્રિજો ) કુબેરદત્ત ભાઇનો પૂત્ર માટે **ભત્રિજો.**

૫ મારા સ્વામિ કુબેરદત્તની સ્ત્રી કુબેરશેનાનો પૂત્ર માટે **સોકયપૂત્ર.** ૬ કુબેરશેના માનો પૂત્ર માટે **ભાઈ.**

---

**૨ કુબેરશેના પ્રતિ છ સગાઇઓ.**

૧ ( ધણીની મા તે સાસુ ) કુબેરદત્ત ધણીની માતા માટે **સાસુ.**

૨ જન્મ આપનારી માટે **મા.**

૩ કુબેરદત્ત ધણીની સ્ત્રી માટે **સોકય.**

૪ કુબેરદત્ત ભાઇની સ્ત્રી માટે **ભાભી.**

૫ કુબેરશેના સોકયનો પૂત્ર, કુબેરદત્ત, માટે તે સોકયપૂત્ર, અને તેનીવહુ માટે **વહુ.**

૬ કુબેરશેના માતાનો ધણી કુબેરદત્ત માટે તે બાપ થયો, અને તે બાપની જન્મની મા માટે **દાદી.**

## ૩ કુબેરદત્ત પ્રતિ છ સગાઇઓ.

૧ મને પરણ્યો માટે **સ્વામિ.**

૨ કુબેરશેના સોક્યનો પૂત્ર માટે **પૂત્ર.**

૩ કુબેરશેના માતાનો ધણી માટે **પિતા.**

૪ સગી માનો દીકરો માટે **ભાઇ.**

૫ કુબેરદત્ત ધણીની મા કુબેરશેના માટે તે સાસુ થઈ, અને તે સાસુનો ધણી કુબેરદત્ત માટે **સસરો.**

૬ કુબેરશેના સોક્યનો પૂત્ર કુબેરદત્ત માટે તે શોક્યપૂત્ર, તેની વહુ કુબેરશેનાનો પૂત્ર માટે **વહુપૂત્ર.**

---

આ પછી સરવે સમાજને નીચે બેસારી સાધવિએ નીચે પ્રમાણે બોધ કર્યો.—

અરે શ્રોતાજનો! આ સંસાર અસાર છે અને તેની માયા તદન જૂઠીછે; પણ એ માયાનો પાટો તમારી આંખોએ બાંધેલો છે માટે તમને અવળા પાટા (અવળું) બતાવે છે. પૂત્ર કોનો ને બાપ કોનો? મા કોની ને બાઈડી કોની? કોઈ કોઈનું નથી. હજારો વાર બાપ આપણો પૂત્ર થયો અને હજારો વાર આપણે તેના પૂત્ર થયા; તો '**સગાઇ**' એ માત્ર આ ભવનીજ છે. મુઆ પછી કાંઇ નથી. અમારે એક ભવમાં દરેક જણને છ છ સગાઇઓ થઇ તો બીજા ભવ (અવતાર) વિષે તો શુંજ કહેવું! માટે કરશે તે ભોગવશે અને વાવશે તે લણશે. તમે પુન્ય કે પાપ કરશો તો તમે ભોગવશો અને તમારો બાપ કરશે તો તે ભોગવશે. મિલ્કતમાં સર્વેનો ભાગછે પણ પુન્ય પાપ રૂપી મિલ્કતમાં કોઈનો ભાગ કે લાગ નથી. તમે કપટ કરીને કાંઈ કમાઈ લાવશો તો તે ખાવામાં સર્વે ભાગિયાં છે પણ તે કરણીનું ફળ ભોગવવામાં કોઇ ભાગિયું નથી. તમે જાતે પાપ કર્યું તો ત-

મેજ ભોગવશો માટે આવી ખોટી સંસારની માયામાં શું ફસાઈ પડ્યાછો ? કહ્યુંછે કેઃ—

### શ્ર્લોક.

**आपतर प्रणीयानां संयोगना प्रियैः सह।**
**अपथ्या नामि वान्नानां परिणामोऽतिदारुणः॥१॥**

**અર્થ**:—કુટુંબીઓનો સંયોગ ઉપરછલો સારો લાગેછે પણ તેનો• પરિણામ ઘણોજ વસમોછે. જેમ કપચ પડે એવું સ્વાદિષ્ટ અન્ન ખાતાં ઘણુંજ સારૂં લાગેછે પણ તે પચવવા ટાણે દુઃખદાઇ થઇ પડેછે.

તમને પગાર કરીને તમારા શેઠે આંહી કમાવા સારૂ મોકલ્યા છે તેમાં ધણી થઇને શું પડોછો ? શેઠનું તેડું આવશે એટલે તરત તમારે જવું પડશે. તમે ગમે તેટલું કપટ કરીને પૈસો મેળવ્યો હશે પણ તમને તેમાંથી કાંઇ લેવાનો હક્ક નથી. માત્ર તમારા પગાર ઉપર હક્ક છે તો ખરી નિષ્ટાથી નાથની નોકરી કરી તમે તમારો બાંધ્યો પગાર ખાઓ.

તમારે કોઈ પાંચ ગાઉને ગામતરે જવું હોય છે તો ત્યાં જવાનો સંગાથ ખોળોછો; અથવા વખતે વોળાવો પણ સાથે લ્યોછો; દોરી લોટા તથા ભાતુ પણ સાથે લ્યોછો; અને ગજવું પણ તર રાખોછો તો **જમપૂરી** કેટલા જોજન થાયછે ને કેવી છે ? રસ્તામાં કોઇ તરેહનો ભયછે કે નહિ ? ત્યાં સુખ છે કે દુઃખ ? અન્ન પાણી મળે છે કે નહિ ? તેની તમને બીલકુલ ખબર નથી અને જમપૂરીની મુસાફરી તો સર્વેને નક્કી કરવી છેજ તો ત્યાં જતાં કોનો સંગાથ કરશો ? અથવા વળાવો કયો લેશો ? દોરી લોટો અને ભાતુ શી રીતે લેશો ? અને ગજવું તો આંહી ખાખ થઈ જ-

વાનુંછે તો એને તર શી રીતે રાખશો ? માટે અરે શ્રો-
તાજનો ! જાગૃત થાઓ અને કાંઈક ચેતો. અને જમપૂરીની
મુસાફરીમાં લેઈ જવાની સામગ્રી તૈયાર કરી મૂકો કે પા-
છળથી પસ્તાવવું ન પડે. તમે જાણુતા હશો કે, હજુ સા-
મગ્રી સજવાનો ઘણો વખતછે માટે ,સંસારના કામથી ફા-
રક થઈને તે કામ કરીશું પણુ સંસારનાં કામ કોઈથી પૂરાં
થયાં નથી અને કોઇથી થશે પણુ નહિ. **તેમ આયુષ્ય
પણુ-જેવો વા વચ્ચે દીવો, જેવી વેળુની ભીંત, જેવું
ડાભ ઉપર પડેલું ઝાકળનું ટીંપું, જેવું પીંપળાનું
પાન, જેવો કુંજરનો કાન, એવું અસ્થિરછે.** કાલની
કોઈને ખબર નથી કારણુકે કાળરૂપી બાજ માથે ભમ્યાં
કરેછે તે એક ચપેટીમાં બોકી ઝાલીને લેઈ જશે; ત્યારે ત-
મારાં સગાં સ્નેહીથી રોકી શકાશે નહિ. કહ્યું છે કેઃ—

**ચાબખો.**

**એક દિન કાળના કબજે થશો રે, મંદિર માલ મૂકીને જશો.**
**પુણ્યશાળી પુરપતિ પરિક્ષીત, ભુજંગ અંગે ડશો;**
**કુટીલ કંસના વંશ તણો વળી, અંશ રહ્યો નહિ કશો રે-**
**એક દિન કાળના કબજે થશો રે૦ ૧**
**મોતનું તેડું પાછું નહિ જાયે, ભલે અમલદાર હશો;**
**રાવણુ જેવો રોળાયો રણુમાં, વૈભવ વેગળો ખશો રે—**
**એક દિન કાળના કબજે થશો રે૦ ૨**
**વિક્રમ સરખો પરાક્રમી પણુ, મોતે આવીને ગ્રશો;**
**ભોજ સરિખો ભણ્યો ગણ્યો જઇ, કાળની ઝાળમાં ફશો રે-**
**એક દિન કાળના કબજે થશો રે૦ ૩**
**ચેત્યો ન આગળ પસ્તાઇ તેણે, હાથ પાછળથી ઘશો;**
**સદાચરણુથી ચાલ્યો તે લક્ષ્મીબાઈ, અખંડ સુખમાં વશો રે-**

**એક દિન કાળના કબજે થશોરે૦ ૪**

તમે તમારી જાતે પેદા કરીને ગમે તેટલો પૈસો મેળવ્યો હશે, પણ તેમાંથી તમારાથી એક પાઈ પણ મરતી વખત સાથે લેઈ જવાશે નહિ;* જેવા આવ્યા (જન્મ્યા) તેવા જશો. આવ્યા ત્યારે વાળી મૂઠી હતી અને જશો (મરશો) ત્યારે ઉઘાડી મૂઠીએ જશો. તમારી જુવાની, રૂપ, અને હકુમત પણ સાથે આવશે નહિ. માત્ર પુન્ય અને પાપ એ બેજ સાથે આવશે. કહ્યું છે કે—

**श्लोक.**

**अनित्यं यौवनं रूपं जीवितं द्रव्य संचयः ।**
**ऐश्वर्यं प्रिय संवासो मुह्येत्तत्र न पंडितः ॥१॥**

**ભાવાર્થ**:—જુવાની, રૂપ, જીવતર, નાણાનો સંચય, હકુમત અને સગાં વહાલાંનો સહવાસ, એ સહુ હમેશ રહેવાનાં નથી, માટે જો તમે ડાહ્યા હોતો તેથી મોહ પામી જતા નહિ, ને ઈશ્વરેચ્છાને તાબે થઇ સુખ દુઃખમાં સામાન્ય રહી ધર્મના ઉમદા કામમાં ખંત તથા આકિન રાખો. વળી કહ્યું છે કે:—

* ગીજની વંશના સુલતાન મહમૂદે નગરકોટનું દેરૂં લૂંટીને ૨૦ મણ ઝવેર, ૨૦૦ મણ સોનું, ૨૦૦૦ મણ રૂપુ અને અગણિત રોકડું નાણું લીધું. અને એ સિવાય તેણે બીજી સોળ સ્વારીઓ હિંદુસ્તાન પર કરી અઢળક ધન મેળવ્યું પણ મરતી વખતે તેમાંથી તેનાથી એક પાઇ પણ સાથે લેઈ જવાણી નહીં. માત્ર મરતી વખતે તે સર્વે ધનનો ઢગલો કરાવી તે ઉપર બેશી પોકે પોકે રોયો ! અને બોલ્યો કે, "અરેરે ! આમાંથી એક પાઈ પણ મારી સાથે આવશે નહિ કાં?!! (હિંદુસ્તાનનો ઈતિહાસ.)

## श्लोक.

**चला लक्ष्मी श्चलाः प्राणा श्चले जीवित मंदिरे ।**
**चला चलेच संसारे धर्म एकोहि निश्चलः ॥१॥**

અર્થઃ—લક્ષ્મી, પ્રાણ, જીવિત, તથા મંદિર ચળેછે તથા સંસારને વિષે સર્વ વસ્તુઓ ચળેછે પણ એક ધર્મ એજ નિશ્ચળછે.

ઘણા માણસો પહેલી વીશીમાં હોયછે ત્યારે બીજી વીશીમાં અને બીજીમાં આવેછે ત્યારે ત્રીજી વીશીમાં અને ત્રીજીમાં આવેછે ત્યારે ચોથી વીશીમાં સ્વર્ગપૂરીમાં લેઇ જવાનું ભાતુ (ધર્મ) કરવાનું કહે છે, પણ આળસમાંને આળસમાં વરસો વહી જાયછે અને કાંઇ બનતું નથી. તે ઉપર એક દૃષ્ટાંત કહુંછું તે સાંભળો.--

**સંસારીપૂરીમાં જીવરાજ શેઠ** કરીને એક માણસ હતો તે બહુ સારી ચાલનો હોવાથી ત્યાંના રાજા **વિશ્વંભરની** તેના ઉપર મહેર હતી. એક દિવસ તેણે તે રાજાને ખુશી કરવાથી રાજાએ તેને જે માગે તે આપવાનું વચન આપ્યું હતું. રાજાને એક રૂપાની ભરેલી, બીજી સોનાની ભરેલી, ત્રીજી સાચાં મોતીની ભરેલી અને ચોથી હીરામાણેકની ભરેલી એવી રીતે અનુક્રમે હારોહાર ચાર ઓરડીઓ હતી. તે દરેકમાં અકેક પહોર જઈ આખા દિવસમાં જેટલું લેવાય તેટલું દ્રવ્ય લેવાનું જીવરાજ શેઠને રાજાએ ફરમાવ્યું હતું.

જીવરાજ શેઠ, ઠરાવેલે દિવસે ઓરડીઓમાંથી દ્રવ્ય લેવાને રાજાની આજ્ઞા માગવા ગયા તો રાજાએ એક સિપાઇને ઓરડીઓની કુંચીઓ આપી સાથે મોકલ્યો અને તેને કહ્યું કે, દરેક ઓરડીમાં અકેક પહોર ઉપરાંત શેઠને રાખવા નહિ. પહોર પૂરો થાય એટલે ઘંટ વગાડવો. તે ઘંટ વાગે

કે તરત શેઠે જેટલું દ્રવ્ય લેવાય તેટલું લેઇ બહાર નીકળવું. નીકળતાં વાર થાય તો ધક્કા મારી બહાર કાઢવા. એ રીતે ચારે ઓરડીઓમાં થઈને બાર કલાક ઉપરાંત રાખવા નહિ.

શેઠ પ્રથમ સવારના છ વાગતાં **પહેલી રૂપાની ઓરડીમાં** પેઠા. ત્યાં જઇને જુએછે તો નાનાં નાનાં છોકરાં અનેક પ્રકારની રમતો રમે છે. તે શેઠને એવી તો રમુજી લાગી કે, પોતે પણ રમવા મંડી ગયા. શેઠે વિચાર્યું કે, એક કલાક રમીને પછી રૂપું બાંધી લેઇશ પણ રમતમાં એવો રસ લાગ્યો કે પહોર દહાડો ચઢી ગયો પણ રૂપુ લેઈ શકાયું નહિ અને નવ વાગ્યાનો ટકોરો થયો એટલે સિપાઇએ ધક્કા મારીને બહાર કાઢયા. શેઠે વિચાર્યું કે હશે, બીજી સોનાની ઓરડીમાંથી સોનું લેઈશ; હજુ કાંઈ બગડી ગયું નથી.

હવે શેઠ **બીજી સોનાની ઓરડીમાં** પેઠા. ત્યાં સ્ત્રીઓ મધુર સ્વરથી ગાયન તથા નૃત્ય કરેછે, તે જોઇ શેઠ મોહિત થઈ ગયા અને ચક્ષુઇંદ્રિય તથા કર્ણેંદ્રિય મોકળી મૂકી. તેમણે વિચાર્યું કે આટલું ગાયન પૂરૂં થશે એટલે સોનાની ગાંસડી બાંધીને બહાર નીકળીશ. પણ ગાયન લાંબી વખત ચાલ્યું તેમાં પોતે તલ્લિન થઇ જવાથી વખતની ખબર પડી નહિ અને બાર વાગ્યાનો ટકોરો થયો એટલે સિપાઈએ ધક્કા મારીને બહાર કાઢયા. આ વખત પણ શેઠે વિચાર્યું કે, હશે, હજુ કાંઈ બગડી ગયું નથી. ત્રીજી સાચાં મોતીની ઓરડી આવેછે તેમાંથી મહા મૂલ્યવાન મોતીખોળી ખોળીને લેઇશ એટલે બધું સારૂં વળી રહેશે.

હવે શેઠ **ત્રીજી સાચાં મોતીની ઓરડીમાં** પેઠા. ત્યાં જઇને જુએ છે તો લોકો લાખ્ખો કરોડો રૂપીઆનો વેપાર

કરેછે. આ જોઇને શેઠનું મન વેપારમાં ધુંચાયું અને સાચાં મોતી લેવાં ભૂલી ગયા. બાર ઉપર ત્રણ વાગ્યાનો ટકોરો થયો એટલે સિપાઇએ શેઠને ધક્કા મારીને ઠાલામાલા બહાર કાઢયા. શેઠે વિચાર્યું કે, સાચાં મોતી કરતાં હીરામાણેકનું મૂલ્ય જાસ્તીછે માટે હશે, ફિકર નહિ; ચોથી ઓરડીમાં એજ ભર્યુંછે, એમાંથી મહા મૂલ્યવાન ખોળી ઉચકવાથી જરા હેરાન થવું પડે એવડી ગાંસડી બાંધી બહાર નીકળીશ એટલે મારૂં દરિદ્ર નીકળી જશે અને સાત પેઢી સૂધી ખાતાં વાપરતાં ખૂટશે નહિ.

હવે શેઠ **ચોથી હીરામાણેકની ઓરડીમાં** પેઠા. ત્યાં અનેક પ્રકારની સજ્યાઓ ઢાળી, તે ઉપર ઝાઝું રૂ ભરેલીમશરૂ અને કિનખાબની તળાઈઓ પાથરી છે અને તેમાં મહા સુગંધમય ખુશબો મસમસી રહીછે. શેઠે જતાં વાંત તેના ઉપર હાથ ફેરવી જોયો તો બહુ સુંવાળું લાગ્યું તેથી તેમાં જરા વાર પોઢવાનું મન થયું. અને પોઢતાં વાંતજ નિંદ્રાવસ્ય થઇ ગયા. ત્રણ કલાક પૂરા થયા પણ ઉંઘ પૂરી થઈ નહિ. હીરામાણેક લેવાનું તો યાદજ શેનું આવે! બાર ઉપર છ વાગ્યાનો ટકોરો થયો એટલે સિપાઈએ ઢંઢોળીને જગાડ્યા. જાગતાં વાંતજ હીરામાણેક લેવા દોડ્યા પણ વખત થઈ જવાથી સિપાઇએ ધક્કા મારી ખાલી હાથે બહાર કાઢયા. શેઠ તો ઉદાસ મોઢે આવ્યા હતા તેવા ખાલી હાથે ઘેર ગયા. આ વખતની શેઠની દીલગીરીને ઉપમા આપવાને હું દીલગીરછું કે મારી પાસે કોઈ ઉપમાન† નથી.

---

† "મુંબઈ ઇંદ્રપૂરી જેવી શોભેછે." એમાં મુંબઈ તે ઉપમેય, ઇંદ્રપૂરી તે ઉપમાન, શોભેછે એ ગુણ અથવા ધર્મ અને જેવી એ ઉપમા બતાવનાર શબ્દ કહેવાય.

આ વાર્તામાં **સંસારપૂરી** એટલે **સંસાર**, અને તેનો રાજા **વિશ્વંભર** એટલે **પરમેશ્વર**, અને **જીવરાજ** એટલે (જીવનો રાજા) **માણસ**, એમ સમજવું. જ્યારે સારી કરણીથી પરમેશ્વર ખુશી થાયછે ત્યારેજ મનુષ્યભવ આપેછે.

એક આખો દિવસ ધન લેવાને ઠરાવ્યો તે **આયુષ્ય** સમજવું; તેના ચાર પહોર ઠરાવ્યા તે ચાર અવસ્થાઓ સમજવી:—પહેલી **બાલ્યાવસ્થા**, બીજી **યુવાવસ્થા**, ત્રીજી **તરૂણાવસ્થા** અને ચોથી **વૃદ્ધાવસ્થા**.

પહેલી રૂપાની ઓરડીમાં **બાળરમત**, બીજી સોનાની ઓરડીમાં **સ્ત્રીરમત**, ત્રીજી સાચાં મોતીની ઓરડીમાં **વેપારરોજગાર** અને ચોથી હીરામાણેકની ઓરડીમાં **નિંદ્રા** ઠરાવી તેનું એમ સમજવું કે, માણસ–પહેલી બાલ્યાવસ્થા **રમતગમ્મતમાં**, બીજી યુવાવસ્થા **સ્ત્રીવિષયમાં**, ત્રીજી તરૂણાવસ્થા **વેપારરોજગારમાં** અને ચોથી વૃદ્ધાવસ્થા શરીરના અવયવો નરમ પડવાથી **ઉંઘમાં ને આળસમાં** કાઢે છે. પણ ધર્મ કરી શકતો નથી તેથી ઓરડીઓમાંનું દ્રવ્ય લેઇ શકતો નથી અને આખરે જમ રાજાના દૂત આવી ધક્કા મારી લેઇ જાયછે ત્યારે બહુ અફસોસ કરેછે કે હાય હાય! મેં કાંઈ ધર્મ કર્યું નહિ માટે અરે શ્રોતા જનો! ધર્મ કરો અને ધંધને પરિહરો. કહ્યુંછે કે–"**धर्मस्य त्वरितागति**" એટલે ધર્મના કામમાં ઢીલ ન કરો. આખરે ધર્મ એજ ખરૂંછે; એજ સાથે આવનારછે. બાકી તો બીજાં સર્વે ફાંફાં!!!

ફરી ફરીને મનુષ્યભવ મળશે નહિ. લખચોરાશી આથડયા પછી મહા મહા મહેનતે મનુષ્યભવ રૂપી મહામણી

હાથ આવેછે. '**મનુષ્યભવ**' એ સંસાર સાગર તરવાનું નાવછે તેને જો સારી રીતે હાંકશો તો તરીને પાર ઉતરશો, નહિ તો અંદર ગોથાં ખાયાંજ કરશો. કહ્યુંછે કે:—

**રાગ પ્રભાત.**

"ચોરાશી છે રાત અંધારી તેમાં, મનુષ્યા દેહ વાયું વહાણુંરે;
વહાણું વાયું તે હરિ ભજવાનું ટાણું, પછી આવશે જમનું આણુંરે
ચોરાશી છે રાત અંધારી૦ ૧

જમ જુલમથી જડે જંજીરા, સાથે ન આવે નારીને નાણું રે;
ઇંદ્રીદ્વાર જ્યારે અચેત થાય ત્યારે, કાળનું બેસશે થાણુંરે.
ચોરાશી છે રાત અંધારી૦ ૨

નરદેહ પામીને નહીં ચેત્યો, મમતાની લીધી શીર મટકીરે;
કોડી મૂલ ન આવ્યું કુબુદ્ધિ, ખોયો જનમ ભવ ભટકીરે.
ચોરાશી છે રાત અંધારી૦ ૩

ડહાપણ ડોળીને દુરમતે ડૂલ્યો, ફૂલ્યો તે ફોગટ નાતેરે;
કહે ડુંગર નર હજી ન ધરાયો, કોટિ જનમ ગોથાં ખાતેરે.
ચોરાશી છે રાત અંધારી૦ ૪

માણસ કરતાં બીજાં ઘણાં મોટાં ને બળવાન પ્રાણીછે પણ ઇશ્વર સંબંધી જ્ઞાન માત્ર મનુષ્યમાંજછે† કહ્યુંછે કે:—

**आहार निंद्रा भय मैथुनंच, सामान्य मेतत् पशुभिर्नराणां ॥ धर्मोंहि तेषामधिको विशेषो, धर्मेण ह्लिनाः पशुभिः समानाः ॥ १ ॥**

**અર્થ**:—આહાર, નિંદ્રા, ભય અને મૈથુન એ ચાર, મનુષ્ય અને પશુમાં સરખાંજ છે પણ '**ધર્મ**' એ માણસમાં

---

† ડાક્ટર યંગ એવું લખેછે કે—"ખગોળ વિદ્યા શીખીને હોશિયાર થયો છતાં જેને પરમેશ્વરના વૈભવનું જ્ઞાન થયું નથી તે કેવળ ગાંડો એમ સમજવું."

વિશેષછે માટે ધર્મ વગરનો માણુસ તે પશુ સમાન જાણવો.

વળી કહ્યું છે કે:— **श्लोक.**

**धर्मार्थ काम मोक्षाणां यस्यै कोऽपि न विद्यते**

**अजा गलस्तन स्येव तस्य जन्म निरर्थकं ॥१॥**

**અર્થ**:—બકરીને ગળે જે આંચળછે તે દૂધ વગર જેમ નિરર્થકછે તેમ ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર વગરના માણુસનો જન્મ વ્યર્થ જાણવો.

**હવે પુન્ય અને પાપના મૂખ્ય મૂખ્ય પ્રકાર કહું છું તે સાંભળો:—**

***પુન્ય નવ પ્રકારે થાયછે**:—૧ ભૂખ્યાને અન્ન આપી સંતોખવાથી. ૨ તરસ્યાને પાણી પાવાથી. ૩ સ્થાનક આપવાથી. ૪ પથારી આપવાથી. ૫ વસ્ત્ર આપવાથી. ૬ મન સારી રીતે પ્રવર્ત્તાવવાથી. ૭ વચન સારીરીતે પ્રવર્ત્તાવવાથી.

*તુળસીદાસે કહ્યું છે કે—"દયા ધર્મકો મૂલ હે, પાપ મૂલ અભિમાન; તુલસી દયા નવિ છંડિયે, જબ લગ ઘટમેં પ્રાન." મતલબ કે, ધર્મનું મૂળ દયાછે તે દયા ૬–૭–૮ મા પ્રકારમાં આવી જાયછે અને દાન, ૧–૨–૩–૪–૫ માં આવી જાયછે. ટુંકામાં પુન્યના દાન, દયા અને ઇશ્વર ભજન એ ત્રણ પ્રકારછે. આ પ્રકાર જૈનમતાનુસારે લખ્યાછે. અને યાજ્ઞવલ્કય સ્મૃતિમાં નીચે પ્રમાણે લખ્યુંછે—

**श्लोक.**

**अहिंसा सत्य मस्तेयं शौचमिंद्रिय निग्रहः**

**दानं दया दमः क्षान्तिः सर्वेषां धर्म साधनम् ॥१॥**

**અર્થ**:—**અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિય નિગ્રહ, પરોપકાર, દયા, મનનું દમન તથા ક્ષમા, એ નવ સર્વને ધર્મનાં સાધનછે.**

૮ કાયા સારી રીતે પ્રવર્તાવવાથી. ૯ નમસ્કારથી. (ઇશ્વિર સ્મરણ તથા વંદન.)

**પાપ અઢાર પ્રકારે થાયછેઃ**—૧ જિવની હિંસા કરવાથી. ૨ જૂઠું બોલવાથી. ૩ ચોરી કરવાથી. ૪ મૈથુન સેવવાથી. ૫ માલમત્તાનો ખોટો ઉપયોગ કરવાથી ૬ ક્રોધ કરવાથી. ૭ અભિમાન કરવાથી. ૮ કપટ કરવાથી. ૯ લોભ કરવાથી. ૧૦ ઘણો રાગ કરવાથી. ૧૧ ઇર્ષાથી. ૧૨ ક્લેશ કરવાથી. ૧૩ કૂડું આળ ચઢાવવાથી. ૧૪ ચાડી ચૂગલી કરવાથી. ૧૫ પારકી નિંદા કરવાથી. ૧૬ સંસારના વિષયોપર અત્યંત ભાવ રાખવાથી. ૧૭ કપટથી જૂઠું બોલવાથી. ૧૮ કુદેવને દેવ કરી માનવાથી.

એ રીતે અઢારે પ્રકારે પાપ થાયછે માટે તે તજી, ઉપરના નવ પ્રકારે પુન્ય કરવું એથી સંસાર સમુદ્ર તરી પાર પામશો. તથાસ્તુ.

સાધવિના મૂખથી આવી તરેહનો ઉપદેશ સાંભળી કેટલાંક માણુસોએ ધર્મ અંગિકાર કર્યો અને કુએરદત્ત તથા બીજાં કેટલાંક માણુસોએ તરત દિક્ષા લીધી. કુએરશેનાએ પણ ગણિકાનો ધંધો છોડી દેઇ, છોકરો નાનો હોવાથી હાલ દિક્ષા નહિ લેતાં તે મોટો થયા પછી દિક્ષા લેવાનો ઠરાવ કર્યો. આ પછી સાધવિ (આર્યાજી) પોતાને સ્થળે ગયાં અને લોકો પણ સહુ સહુને ઠેકાણે ગયાં.

## હિતશિક્ષા.

**કરણી એવી પાર ઉતરણી, સંસાર માયા જૂઠીજી;**
**પુન્ય પાપ બે સાથેજ આવે, જાવું ઉઘાડી મૂઠી. સુણજો૦ ૧૪**



## આશ્રય પત્ર.

મે. ખાનબહાદુર એદલજી ડોસાભાઈ. ૫
લાઠીસ્ટેટલાઈબ્રેરી-હસ્તે મે. આશારામ દલીચંદ. ૪
મોરબી જૈનશાળા-રા. માધવજી ચાંપશી, ત્રીભૂવન મોણશી. ૨
શ્રીમંત કુમારશ્રી અભયસિંહજી, માલિયા. ૨
રા. રા. મોતીલાલ કશળચંદ શાહ. પુના. ૨
સાહેબ જાદાશ્રી સુલતાન મહમદખાન વિ. સેરખાનજી. ૧
રા. મોતીલાલ લાલભાઇ, જુઠાભાઈ ઉજમશી. અમદાવાદ.૨૦
પાલણપુર ને. જ. લાઇબ્રેરી-રા. દલસુખરામ હરજીવન. ૧
ફોર્ટ રીડીંગરૂમ એન્ડલાઇબ્રેરી, મુંબાઈ. ૧
રા. મોહનલાલ હરજીવનદાસ કામદાર, પાટડી. ૧
રા. હરગોવિંદદાસ ગિરધરલાલ, વાસણા બુજરગ. ૧
અમીન પટેલ ગોવરધન મહીજીભાઈ, કરખડી. ૧
રા. અંબેલાલ દુર્લભભાઈ, પીનમનાં જીલ્લે રંગુન. ૧
રા. મોતીભાઇ ગોપાળજી, સ્ટોર ઓફીસ સાબરમતી. ૧
રા. વ્રજલાલ ગવરીશંકર, મોહોલેલ. ૧
શા. વિરચંદ છગનલાલ, સરખેજ. ૧
રા. દયાળજી ચાંપશી જોશી, પુંજાભાઇ દેવજી.
ઠાકર, કેશવજી રામજી સોની. મોજે વાલાપધર. } ૩
રા. હરનારાયણ દયારામ તલાટી, શા. જુઠાભાઈ ડાહ્યાભાઇ, શા. મગનલાલ લક્ષ્મીચંદ, શા. પુરૂષોત્તમ દામોદર, શા.ગિરધર કરમચંદ, શા. જેઠા ત્રિભૂવનદાસ. વિસલપુર. } ૬
રા. ચુનીલાલ પ્રાણજીવનદાસ, રણછોડલાલ ત્રીકમલાલ, શા. ભાઇલાલ અમરતલાલ-ખંભાત. } ૩
સ્કોલર મોહનલાલ છોટાલાલ, નથુરામ કાશીરામ, મગનલાલ રવચંદ, રતનજી ખંડુભાઇ, ડાહ્યાભાઇ દુર્લભભાઈ, માધવલાલ જયરામ, મોતીલાલ ગંગારામ, શીવલાલ હેમરાજ, ભુલાભાઇ હરગોવિંદ, ત્રિભુવન નંદલાલ, ડાહ્યાભાઈ નારણજી-અમદાવાદ ટ્રેનિંગકોલેજ. } ૧૧
રા. મણીલાલ વ્રજભૂખણ, વાઘજી અમરશંગ-બાકરોલ. ૨



## જાહેર ખબર.

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.—

વિસલપુર—કર્તાની પાસેથી તથા સ. ગુ. નિશાળના મહેતાજી છોટાલાલ લક્ષ્મીચંદ પાસેથી.

અમદાવાદ—ટ્રેનિંગ કૉલેજમાં સ્કોલર બખતચંદ નારણદાસ પાસેથી તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીમાંથી.

સાણંદ—મહેતા. રાજપાળ ડાહ્યાભાઇ તથા શા. હઠીસંગ પાનાચંદ પાસેથી.

વિરમગામ—શા. વ્રજલાલ પ્રભુદાસ તથા શા. તલકશા કરમચંદ પાસેથી.

હરસોલ—સ. ગુ. નિશાળના મહેતાજી ચુનીલાલ મોતીભાઈ પાસેથી.

ધંધુકા—સ. ગુ. નિ. ના પહેલા આસિસ્ટંટ શીવશંકર મહાશંકર પાસેથી.

☞ "ગુજરાતી શબ્દાર્થ કોશ"—કેળવણી ખાતાના વડા અધિકારીએ ઈનામ તથા લાઈબ્રેરી સારૂ મંજૂર કર્યોછે. જોઇએ તેણે નીચેને શીરનામેથી મંગાવવો.

વિસલપુર, જીલ્લે અમદાવાદ. } મોતીલાલ મનસુખરામ શાહ.